॥ શ્રીહરિઃ ॥

1260▲

# તત્ત્વજ્ઞાન કેવી રીતે થાય ?

तत्त्वज्ञान कैसे हो ? ( गुजराती )




સ્વામી રામસુખદાસ

1260

॥ શ્રીહરિઃ ॥

# તત્ત્વજ્ઞાન કેવી રીતે થાય ?

तत्त्वज्ञान कैसे हो? (गुजराती)

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

સ્વામી રામસુખદાસ

## पुस्तकें यहाँ भी उपलब्ध हैं—

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
© ( 0261 ) 2237362, 2238065

२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास )
© ( 022 ) 22030717

३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड © ( 0712 ) 2734354

४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास © ( 0257 ) 2226393, 2220320

५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १

६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
© ( 040 ) 24758311, 66758311

सं० २०७५ आठवाँ पुनर्मुद्रण ३,०००
कुल मुद्रण ३१,०००

❖ मूल्य—₹ १०
( दस रुपये )

प्रकाशक एवं मुद्रक—

**गीताप्रेस, गोरखपुर—२७३००५**

( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )

फोन : ( ०५५१ ) २३३४७२१, २३३१२५०, २३३१२५१

web : **gitapress.org** e-mail : **booksales@gitapress.org**

**गीताप्रेस प्रकाशन gitapressbookshop. in से online खरीदें।**

॥ શ્રીહરિ: ॥

# નમ્ર નિવેદન

ઘણું કરીને દરેક સાધકની ભીતર એ જિજ્ઞાસા રહે છે કે તત્ત્વજ્ઞાન શું છે ? તત્ત્વજ્ઞાન સુગમતાથી કેવી રીતે થઈ શકે છે ? વગેરે. આવી જિજ્ઞાસાની પૂર્તિ કરવાને માટે પ્રસ્તુત પુસ્તક સાધકોને માટે ઘણું કામનું છે. આમાં જે વાતો આવી છે, તે કેવળ શીખવા-શીખવાડવાની, સાંભળવા-સંભળાવવાની નથી, બલકે અનુભવ કરવાની છે. આ પુસ્તકને વાંચવાથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે તત્ત્વજ્ઞાન દૂરથી જોવામાં તો અઘરું દેખાય છે, પણ પ્રવેશ કરવાથી ઘણું સુગમ અને રસીલું છે.

પરમાત્મતત્ત્વની ખોજમાં લાગેલા સાધકોને પ્રાર્થના છે કે તેઓ આ પુસ્તકનું અધ્યયન-મનન કરે અને તત્ત્વનો અનુભવ કરે.

— **પ્રકાશક**

॥ શ્રીહરિઃ ॥

# અનુક્રમણિકા





# ૧. તત્ત્વજ્ઞાનનો સહજ ઉપાય

આપણું સ્વરૂપ ચિન્મય સત્તામાત્ર છે અને તેમાં અહમ્ નથી– આ વાત જો સમજમાં આવી જાય તો આ ક્ષણે જીવનમુક્તિ છે ! આમાં સમય લાગવાની વાત નથી. સમય તો તેમાં લાગે છે, જે હાલમાં નથી અને જેનું નિર્માણ કરવાનું છે. જે હાલમાં છે, તેનું નિર્માણ નથી કરવાનું, બલકે તેની તરફ દૃષ્ટિ નાખવાની છે, તેનો સ્વીકાર કરવાનો છે; જેમ કે–

**સંકર સહજ સરૂપુ સમ્હારા । લાગિ સમાધિ અખંડ અપારા ॥**

(માનસ, બાલ૦ ૫૮ । ૪)

બે અક્ષર છે–'હું છું.' આમાં 'હું' પ્રકૃતિનો અંશ છે અને 'છું' પરમાત્માનો અંશ છે. 'હું' જડ છે અને 'છું' ચેતન છે. 'હું' આધેય છે અને 'છું' આધાર છે. 'હું' પ્રકાશ્ય છે અને 'છું' પ્રકાશક છે. 'હું' પરિવર્તનશીલ છે અને 'છું' અપરિવર્તનશીલ છે. 'હું' અનિત્ય છે અને 'છું' નિત્ય છે. 'હું' વિકારી અને 'છું' નિર્વિકાર છે. 'હું' અને 'છું' ને ભેળવી દીધા–આ જ ચિજ્જડગ્રંથિ (જડચેતનની ગ્રંથિ) છે, આ જ બંધન છે, આ જ અજ્ઞાન છે, 'હું' તથા 'છું' નો અલગ અલગ અનુભવ કરવો જે મુક્તિ છે, તત્ત્વબોધ છે, અહીં આ જાણી લેવું આવશ્યક છે કે 'હું' ને સાથે ભેળવવાથી જ 'છું' કહેવાય છે. જો 'હું' ને સાથે ન ભેળવીએ તો 'છું' નહિ રહેશે, બલકે 'છે' જ રહેશે. તે 'છે' જ પોતાનું સ્વરૂપ છે.

એક જ વ્યક્તિ પોતાના બાપની સામે કહે છે કે 'હું દીકરો છું', દીકરાની સામે કહે છે કે 'હું બાપ છું', દાદાની સામે કહે

છે કે 'હું પૌત્ર છું', અને પૌત્રની સામે કહે છે કે 'હું દાદો છું', બહેનની સામે કહે છે કે 'હું ભાઈ છું', પત્નીની સામે કહે છે કે 'હું પતિ છું', ભાણેજની સામે કહે છે કે 'હું મામો છું', મામાની સામે કહે છે કે 'હું ભાણેજ છું', વગેરે વગેરે. તાત્પર્ય કે દીકરો, બાપ, પૌત્ર, દાદો, ભાઈ, પતિ, મામા, ભાણેજ વગેરે તો અલગ અલગ છે, પણ 'છું' બધામાં એક છે. 'હું' તો બદલાય છે, પણ 'છું' નથી બદલાતું. તે 'હું' બાપની સામે દીકરો થઈ જાય છે. દીકારાની સામે બાપ થઈ જાય છે અર્થાત્ તે જેની સામે જાય છે, તેવો જ તે થઈ જાય છે. જો તેને પૂછીએ કે 'તું' કોણ છે' તો તેને પોતાની જ ખબર નથી ! જો 'હું' ની શોધ કરીએ તો 'હું' મળશે જ નહિ, બલકે સત્તા મળશે. કારણ કે વાસ્તવમાં સત્તા 'છે' ની જ છે, 'હું'ની સત્તા છે જ નહિ.

દીકરાની અપેક્ષાએ બાપ છે, બાપની અપેક્ષાએ દીકરો છે—આ રીતે દીકરો, બાપ, પૌત્ર, દાદા વગેરે નામ અપેક્ષાથી (સાપેક્ષ) છે; તેથી આ સ્વયંનાં નામ નથી, સ્વયંનું નામ તો નિરપેક્ષ છે. તે 'છે' 'હું'ને જાણવાવાળો છે. 'હું' જાણવાવાળો નથી અને જે જાણવાવાળો છે, તે 'હું' નથી. 'હું' હોય (જાણમાં આવવાવાળો) છે. અને 'છે' જ્ઞાતા (જાણવાવાળો) છે. 'હું' એકદેશીય છે. અને તેને જાણવાવાળો 'છે' સર્વદશીય છે. 'હું'થી સંબંધ માનો યા ન માનો, 'હું' ની સત્તા નથી. સત્તા 'છે'ની જ છે. પરિવર્તન 'હું'માં થાય છે, 'છે'માં નહિ. 'છું' પણ વાસ્તવમાં 'છે' નો જ અંશ છે. 'હું'પણાને પકડવાથી જ તો તે અંશ છે. જો હુંપણાને ન પકડીએ તો તે અંશ 'છું' નથી બલકે 'છે' (સત્તામાત્ર છે) 'હું' અહંતા છે અને 'મારો બાપ, મારો દીકરો' વગેરે મમતા છે. અહંતા-મમતાથી રહિત થતા જ મુક્તિ છે—

**નિર્મમો નિરહંકારઃ સ શાન્તિમધિગચ્છતિ ॥**

(ગીતા ૨ । ૭૧)

આ 'બ્રાહ્મી સ્થિતિ' છે*. આ બ્રાહ્મી સ્થિતિને પ્રાપ્ત થવાથી અર્થાત્ 'છે'માં સ્થિતિનો અનુભવ થવાથી શરીરનો કોઈ માલિક નથી રહેતો અર્થાત્ શરીરને હું - મારું કહેવાવાળો કોઈ નથી રહેતો.

મનુષ્ય છે, પશુ છે, પક્ષી છે, ઈંટ છે, ચૂનો છે, પથ્થર છે–આ રીતે વસ્તુઓમાં તો ફરક છે, પણ 'છે' માં કોઈ ફરક નથી. એવી જ રીતે હું મનુષ્ય છું, હું દેવતા છું, હું પશુ છું, હું પક્ષી છું–આ રીતે મનુષ્ય વગેરે યોનિઓ તો બદલાય છે, પણ સ્વયં નથી બદલાયો. અનેક શરીરોમાં, અનેક અવસ્થાઓમાં ચિન્મય સત્તા એક છે. બાળક, યુવાન અને વૃદ્ધ–આ ત્રણેય અલગ અલગ છે. પણ આ ત્રણેય અવસ્થાઓમાં સત્તા એક છે. કુમારી, વિવાહિતા અને વિધવા–આ ત્રણેય અલગ-અલગ છે, પણ આ ત્રણેયમાં સત્તા એક છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા અને સમાધિ–આ પાંચેય અવસ્થાઓ અલગ અલગ છે, પણ આ પાંચેયમાં સત્તા એક છે. અવસ્થાઓ બદલાય છે, પણ તેમને જાણવાવાળો નથી બદલાતો. એવી જ રીતે મૂઢ, ક્ષિપ્ત, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ–આ પાંચેય વૃત્તિઓમાં ફરક પડે છે, પણ આને જાણવાવાળામાં કોઈ ફરક નથી પડતો. જો જાણવાવાળો પણ બદલાઈ જાય તો આ પાંચેયની ગણના કોણ કરશે ? એક માર્મિક વાત છે કે બધાના પરિવર્તનનું જ્ઞાન થાય છે, પણ સ્વયંના પરિવર્તનનું જ્ઞાન કદી કોઈને નથી થતું. બધાનું ઈદંતાથી ભાન થાય છે, પણ પોતાના સ્વરૂપનું ઈદંતાથી ભાન કદી કોઈને નથી થતું. બધાના અભાવનું જ્ઞાન થાય છે, પણ પોતાના અભાવનું જ્ઞાન કદી કોઈને નથી થતું. તાત્પર્ય છે કે 'છે' (સત્તા માત્ર)માં આપણી

* એષા બ્રાહ્મી સ્થિતિઃ પાર્થ નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ ।
સ્થિત્વાસ્યામન્તકાલેઽપિ બ્રહ્મનિવાર્ણમૃચ્છતિ ॥ (ગીતા ૨ । ૭૨)

'હે પાર્થ ! આ બ્રાહ્મી સ્થિત છે. આને પામીને કદી કોઈ મોહિત નથી થતો. આ સ્થિતિમાં જો અંતકાળમાં પણ સ્થિત થઈ જાય તો નિર્વાણ (શાંત) બ્રહ્મની પ્રાપ્તિ થઈ જાય છે.'

સ્થિતિ આપમેળે છે, કરવાની નથી. ભૂલ એ થાય છે કે આપણે 'સંસાર છે'–આ રીતે 'નથી'માં 'છે'નો આરોપ કરી લઈએ છીએ. 'નથી'માં 'છે'નો આરોપ કરવાથી જ 'નથી'(સંસાર)ની સત્તા દેખાય છે કે અને 'છે' ની તરફ દૃષ્ટિ નથી જતી. વાસ્તવમાં 'છે માં સંસાર'– આ રીતે 'નથી'માં 'છે'નો અનુભવ કરવો જોઈએ. 'નથી'માં 'છે'નો અનુભવ કરવાથી 'નથી' નહિ રહેશે અને 'છે' રહી જશે.

ભગવાન કહે છે :

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ।**

(ગીતા ૨ । ૧૬)

'અસત્‌ની સત્તા વિદ્યમાન નથી અર્થાત્ અસત્‌નો અભાવ જ વિદ્યમાન છે અને સત્‌નો અભાવ વિદ્યમાન નથી અર્થાત્ સત્‌નો ભાવ જ વિદ્યમાન છે.'

એક જ દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિતિ વગેરેમાં પોતાની જે પરિછિન્ન સત્તા દેખાય છે, તે અહમ્ (વ્યક્તિત્વ, એકદેશીયતા) ને લીધે જ દેખાય છે. જ્યાં સુધી અહમ્ રહે છે, ત્યાં સુધી મનુષ્ય પોતાને એક દેશ, કાળ વગેરેમાં જુએ છે. અહમ્‌નો નાશ થવાથી એક દેશ, કાળ વગેરેમાં પરિછિન્નતા સત્તા નથી રહેતી, બલકે અપરિછિન્ન સત્તામાત્ર રહે છે.

વાસ્તવમાં અહમ્ છે જ નહિ, બલકે માત્ર તેની માન્યતા છે. સાંસારિક પદાર્થોની જેવી સત્તા પ્રતીત થાય છે, તેવી સત્તા પણ અહમ્‌ની નથી. સાંસારિક પદાર્થ તો ઉત્પત્તિ-વિનાશવાળા છે, પણ અહમ્ ઉત્પત્તિ-વિનાશવાળું પણ નથી. તે માટે તત્ત્વબોધ થવાથી શરીર વગેરે પદાર્થો તો રહે છે, પણ અહમ્ નાશ પામે છે. તેથી તત્ત્વબોધ થવાથી જ્ઞાની નથી રહેતો, બલકે જ્ઞાનમાત્ર રહે છે. તે માટે આજ સુધી કોઈ જ્ઞાની થયો નથી, જ્ઞાની છે નહિ, જ્ઞાની થશે નહિ અને જ્ઞાની થવાનો સંભવ જ નથી. અહમ્ જ્ઞાની હોય છે,

જ્ઞાનમાં નહિ. તેથી જ્ઞાની નથી, બલકે જ્ઞાનમાત્ર છે, સત્તામાત્ર છે. તે જ્ઞાનનો કોઈ જ્ઞાતા નથી, કોઈ ધર્મી નથી, કોઈ માલિક નથી, કારણ કે તે જ્ઞાન સ્વયંપ્રકાશ છે; તેથી સ્વયંથી જ સ્વયંનું જ્ઞાન થાય છે. વાસ્તવમાં જ્ઞાન થતું નથી, બલકે અજ્ઞાન નાશ પામે છે. અજ્ઞાનના નાશને જ તત્ત્વજ્ઞાન થયાનું કહી દે છે.

એક પ્રકાશ્ય (સંસાર) છે અને એક પ્રકાશક (પરમાત્મા) છે અથવા એક 'આ' છે અને એક તેનો આધાર, પ્રકાશક, અધિષ્ઠાન 'સત્તા' છે. અહમ્ ન તો પ્રકાશ્ય ('આ')માં છે અને ન પ્રકાશક (સત્તા) માં જ છે, બલકે માત્ર માનેલ છે. જેમાં સંસાર ('આ')ની ઈચ્છા પણ છે અને પરમાત્મા(સત્તા)ની ઈચ્છા પણ છે, તેનું નામ 'અહમ્' છે અને તે જ 'જીવ' છે. તાત્પર્ય છે કે જડના સંબંધથી સંસારની ઈચ્છા અર્થાત્ 'ભોગેચ્છા' છે અને ચેતનના સંબંધથી પરમાત્માની ઈચ્છા અર્થાત્ 'જિજ્ઞાસા' છે. તેથી અહમ્ (જડ-ચેતનની ગ્રંથિ)માં જડ-અંશની પ્રધાનતાથી આપણે સંસારને ચાહીએ છીએ અને ચેતન-અંશની પ્રધાનતાથી આપણે પરમાત્માને ચાહીએ છીએ*. માનેલા અહમ્‌નો નાશ થવાથી ભોગેચ્છા નાશ પામે છે અને જિજ્ઞાસા પૂરી થઈ જાય છે અર્થાત્ તત્ત્વ રહી જાય છે. વાસ્તવમાં પરમાત્માની ઈચ્છા પણ સંસારની ઈચ્છાને કારણે જ છે. સંસારની ઈચ્છા ન હોય તો તત્ત્વજ્ઞાન સ્વતઃસિદ્ધ છે.

સાધનની ઊંચી અવસ્થામાં 'મને તત્ત્વજ્ઞાન થઈ જાય, હું મુક્ત

---

* હું સદા જીવતો રહું, કદી મરું નહિ એ 'સત્'ની ઈચ્છા છે; હું બધું કાંઈ જાણી લઉં, કદી અજ્ઞાની ન રહું એ 'ચિત્ત'ની ઈચ્છા છે અને હું સદા સુખી રહું, કદી દુઃખી ન થઉં એ 'આનંદ'ની ઈચ્છા છે. આ રીતે સત્-ચિત્ત-આનંદસ્વરૂપ પરમાત્માની ઈચ્છા જીવમાત્રમાં રહે છે. પરંતુ જડની સાથે સંબંધ માનવાને કારણે તેનાથી ભૂલ એ થાય છે કે તે આ ઈચ્છાઓને નાશવાન સંસારથી પૂરી કરવા ચાહે છે; જેમકે–તે શરીરને લઈને જીવવા ચાહે છે, બુદ્ધિને લઈને જાણકાર બનવા ચાહે છે અને ઇન્દ્રિયોને લઈને સુખી થવા ચાહે છે.

થઈ જાઉં'—આ ઇચ્છા પણ બાધક હોય છે. જ્યાં સુધી અંતઃકરણમાં અસત્‌ની સત્તા દૃઢ રહે છે, ત્યાં સુધી તો જિજ્ઞાસા મદદગાર થાય છે, પણ અસત્‌ની સત્તા ઢીલી થવાથી જિજ્ઞાસા પણ તત્ત્વજ્ઞાનમાં બાધક થાય છે. કારણ કે જે રીતે તરસ પાણીથી દૂરતા સિદ્ધ કરે છે, એવી જ રીતે જિજ્ઞાસા તત્ત્વની દૂરતા સિદ્ધ કરે છે, જ્યારે કે તત્ત્વ વાસ્તવમાં દૂર નથી, બલકે નિત્ય પ્રાપ્ત છે. બીજી વાત, તત્ત્વજ્ઞાનની ઇચ્છાથી વ્યક્તિત્વ (અહમ્) દૃઢ થાય છે, જે તત્ત્વજ્ઞાનમાં બાધક છે. વાસ્તવમાં તત્ત્વજ્ઞાન, મુક્તિ સ્વતઃસિદ્ધ છે. તત્ત્વજ્ઞાનની ઇચ્છા કરીને આપણે અજ્ઞાનને સત્તા આપીએ છીએ, પોતાનામાં અજ્ઞાનની માન્યતા કરીએ છીએ, જ્યારે કે વાસ્તવમાં અજ્ઞાનની સત્તા છે જ નહિ. તે માટે તત્ત્વજ્ઞાન થવાથી પછી મોહ નથી થતો'—**યજ્જ્ઞાત્વા ન પુનર્મોહમ્'** (ગીતા ૪ । ૩૫); કારણ કે વાસ્તવમાં મોહ છે જ નહિ. નાશ તે જ પામે છે, જે નથી હોતું અને મળે છે તે જ જે હોય છે.

સાધકને સ્વતઃસ્વાભાવિક એકમાત્ર 'છે'(સત્તા)નો અનુભવ થઈ જાય એનું નામ જીવનમુક્તિ છે, તત્ત્વબોધ છે. કારણ કે અંતમાં બધાનો નિષેધ થવાથી એક 'છે' જ શેષ રહી જાય છે. તે 'છે' અપેક્ષાવાળા 'નથી' અને 'છે'—બંન્નેથી રહિત છે અર્થાત્ તે સત્તામાં 'નથી' પણ છે નહિ અને 'છે' પણ નથી તે સત્તા જ્ઞાન સ્વરૂપ છે, ચિન્મયમાત્ર છે. તે સત્તા નિત્ય જાગ્રત રહે છે. સુષુપ્તિમાં અહંસહિત બધાં કરણ લીન થઈ જાય છે પણ પોતાની સત્તા લીન નથી થતી, આ સત્તાની નિત્યજાગૃતિ છે. તે સત્તા કદી જૂની નથી થતી, બલકે નિત્ય નવી જ બની રહે છે; કેમકે તેમાં કાળ નથી. તે સત્તામાત્રનું જ્ઞાન થવું જ તત્ત્વજ્ઞાન છે. એની સત્તામાં કાંઈ પણ ભેળવવું અજ્ઞાન છે.



# ૨. તત્ત્વજ્ઞાન શું છે?

## (આત્મજ્ઞાન તથા પરમાત્મજ્ઞાન)

તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાં બે મુખ્ય બાધાઓ છે—મોહ અને શાસ્ત્રીય મતભેદ. ગીતામાં આવ્યું છે :

**યદા તે મોહકલિલં બુદ્ધિર્વ્યતિતરિષ્યતિ ।**
**તદા ગન્તાસિ નિર્વેદં શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ ॥**
**શ્રુતિવિપ્રતિપન્ના તે યદા સ્થાસ્યતિ નિશ્ચલા ।**
**સમાધાવચલા બુદ્ધિસ્તદા યોગમવાપ્સ્યસિ ॥**

(ગીતા ૨ । ૫૨-૫૩)

'જે સમયે તારી બુદ્ધિ મોહરૂપી કાદવને તરી જશે, તે સમયે તું સાંભળેલા અને સાંભળવામાં આવનારા ભોગોથી વૈરાગ્યને પ્રાપ્ત થઈ જશે.'

'જે સમયે શાસ્ત્રીય મતભેદોથી વિચલિત થયેલી તારી બુદ્ધિ નિશ્ચલ થઈ જશે અને પરમાત્મામાં અચલ થઈ જશે, તે સમયે તું યોગને પ્રાપ્ત થઈ જશે.'

અજ્ઞાન, અવિવેકને 'મોહ' કહે છે. અવિવેકનો અર્થ વિવેકનો અભાવ નથી, બલકે વિવેકનો અનાદર છે. તેથી વિવેકનો આદર નહિ કરવો, તેને મહત્ત્વ નહિ આપવું, તેની તરફ ખ્યાલ નહિ કરવો એ 'અવિવેક' છે. વિવેક સ્વતઃસિદ્ધ છે. વિવેકજ્ઞાન સાધન છે, અને તત્ત્વજ્ઞાન સાધ્ય છે. જેવી રીતે સાધ્યરૂપ તત્ત્વજ્ઞાન સ્વતઃસિદ્ધ છે. એવી જ રીતે સાધનરૂપ વિવેક-જ્ઞાન પણ સ્વતઃસિદ્ધ છે.

અજ્ઞાનનું ચિહ્ન 'રાગ' છે—**'રાગો લિંગમબોધસ્ય ચિત્તવ્યાયામભૂમિષુ.'** શરીર, ધન-સંપત્તિ, પરિવાર, માન-મોટાઈ

વગેરે કોઈમાં પણ રાગ થવો અજ્ઞાનનું, મોહનું લક્ષણ છે. જેટલો રાગ છે, તેટલો જ મોહ છે, તેટલું જ અજ્ઞાન છે, તેટલી જ મૂઢતા છે, તેટલી જ ભૂલ છે, તેટલી જ બાધા છે, આ રાગના જ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે અનેક રૂપ છે.

બીજી બાધા છે—શ્રુતિવિપ્રતિપત્તિ અર્થાત્ શાસ્ત્રીય મદભેદ. કોઈ કહે છે કે અદ્વૈત છે, કોઈ કહે છે દ્વૈત છે, કોઈ કહે છે કે વિશિષ્ટ દ્વૈત છે, કોઈ કહે છે કે શુદ્ધ દ્વૈત છે, કોઈ કહે છે કે દ્વૈતા દ્વૈત છે, કોઈ કહે છે કે અચિંત્યભેદાભેદ છે—આ રીતે અનેક મતભેદ છે. આ મતભેદને કારણે સાધકની બુદ્ધિ ભ્રમિત થઈ જાય છે અને તેને માટે એ નિશ્ચય કરવાનું ઘણું કઠણ થઈ જાય છે કે કયો મત યોગ્ય છે, ક્યો મત અયોગ્ય છે !

—આ રીતે મોહ અને શાસ્ત્રીય મતભેદ અર્થાત્ સાંસારિક મોહ અને શાસ્ત્રીય મોહ—બન્નેને તરી જવાથી જ તત્ત્વજ્ઞાનનો, નિત્યયોગનો અનુભવ થાય છે. માત્ર પોતાના કલ્યાણનો ઉદ્દેશ્ય હોય અને રૂપિયા-પૈસા, કુટુંબ-પરિવાર વગેરે સાથે કોઈ સ્વાર્થનો સંબંધ ન હોય તો આપણે મોહરૂપી કાદવને તરી ગયા ! પુસ્તકોનું વાંચન કરવાનું શાસ્ત્રોની વાતો શીખવાનો ઉદ્દેશ્ય ન હોય, બલકે કેવળ તત્ત્વને સમજવાનો ઉદ્દેશ્ય હોય તો આપણે શ્રુતિ વિપ્રતિપત્તિથી તરી ગયા ! તાત્પર્ય છે કે આપણે ન તો મોહની મુખ્યતા રાખવાની છે અને ન શાસ્ત્રીય મતભેદની મુખ્યતા રાખવાની છે. કોઈ મત, સંપ્રદાયનો પણ કોઈ આગ્રહ નથી રાખવાનો*. આટલું થઈ જાય તો આપણે

---

* નારાયણ અરુ નગરકે, સજ્જબ રાહ અનેક ।
ભાવે આવો કિધર સે, આગે અસ્થલ એક ॥
પહુઁચે પહુઁચે એક મત, અનપહુઁચે મત ઔર ।
સંતદાસ ઘડી અઠર કી, ઢુરે એક હી ઠૌર ॥
જબ લગિ કાચી ખીચડી, તબ લગિ ખદ્બદ હોય ।
સંતદાસ સીજ્યાં પછે, ખદબદ કરૈ ન કોય ॥

યોગના, તત્ત્વજ્ઞાનના અધિકારી થઈ ગયા. આનાથી વધારે કોઈ અધિકારી-વિશેષની જરૂરત નથી. હવે, એ વાત પર વિચાર કરવાનો છે કે તત્ત્વજ્ઞાન શું છે ?

તત્ત્વજ્ઞાન બધાથી સરળ છે, બધાથી સુગમ છે અને બધાના પ્રત્યક્ષ અનુભવની વાત છે. તાત્પર્ય છે કે આને કરવામાં, સમજવામાં અને મેળવવામાં કોઈ કઠણાઈ છે જ નહિ. આમાં કરવું, સમજવું અને મેળવવું લાગું થતું જ નથી. કારણ કે આ નિત્યપ્રાપ્ત છે અને જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ વગેરે તમામ અવસ્થાઓમાં સદા જેવું ને તેવું મોજૂદ છે. તત્ત્વજ્ઞાન જેટલું પ્રત્યક્ષ છે, એટલો પ્રત્યક્ષ આ સંસાર કદીય નથી. તાત્પર્ય છે કે આપણા અનુભવમાં તત્ત્વજ્ઞાન જેટલું સ્પષ્ટ આવે છે, તેટલો સ્પષ્ટ સંસાર નથી આવતો. આ વાતને આ રીતે સમજવી જોઈએ. જીવ અનેક યોનિઓમાં જાય છે. તે ક્યારેક મનુષ્ય બને છે, ક્યારેક પશુ-પક્ષી બને છે, ક્યારેક દેવતા બને છે, ક્યારેક રાક્ષસ બને છે, ક્યારેક અસુર બને છે, ક્યારેક ભૂત-પ્રેત-પિશાચ બને છે તો શરીર તે જ નથી રહેતું, પણ જીવ સ્વયં સત્તારૂપથી તે જ રહે છે. સ્વભાવ તે જ નહિ રહ્યો, આદત તે જ નહિ રહી, ભાષા તે નહિ રહી, વ્યવહાર તે નહિ રહ્યો, લોક (સ્થાન) તે નહિ રહ્યું, સમય તે નહિ રહ્યો; બધું કાંઈ બદલાઈ ગયું, પણ સ્વયંની સત્તા નથી બદલાઈ. જો સત્તા તે નહિ રહેશે તો જાત-જાતનાં નામ તથા રૂપ કોણ ધારણ કરશે ? તે માટે ગીતામાં આવ્યું છે :

**ભૂતગ્રામઃ સ એવાયં ભૂત્વા ભૂત્વા પ્રલીયતે ।** (૮ । ૧૯)

'તે જ આ પ્રાણી સમુદાય ઉત્પન્ન થઈ-થઈને લીન થાય છે.'

જે ઉત્પન્ન થઈ-થઈને લીન થાય છે, તે શરીર છે અને જે તે જ રહે છે, તે જીવનું અસલ સ્વરૂપ અર્થાત્ ચિન્મય સત્તા (હોવાપણું) છે. આ 'આત્મજ્ઞાન'નું વર્ણન થયું. હવે પરમાત્મજ્ઞાનનું વર્ણન કરવામાં આવે છે. સૃષ્ટિમાત્રમાં 'છે' ના જેવી કોઈ સાર છે

જ નહિ. લોક-પરલોક, ચૌદ ભુવન, સાત દ્વીપ, નવ ખંડ વગેરે જે કાંઈ છે, તેમાં સત્તા 'છે' એક જ છે. આ બધો સંસાર પ્રતિક્ષણ બદલાય છે, એટલી ઝડપથી બદલાય છે કે આને બે વાર જોઈ શકતા નથી. જેમકે નવું મકાન કેટલાંક વર્ષો પછી જૂનું થઈ જાય છે તો તે પ્રતિક્ષણ બદલાય છે, ત્યારે જૂનું થાય છે. આ પ્રતિક્ષણ બદલવાને જ ભૂત-ભવિષ્ય-વર્તમાન, ઉત્પત્તિ-સ્થિતિ, પ્રલય, સત્ય-ત્રેતા-દ્વાપર-કલિયુગ વગેરે નામોથી કહે છે. પ્રતિક્ષણ બદલાતો હોવા છતાં પણ આપણને 'છે'–રૂપથી તે માટે દેખાય છે કે આપણે આ બદલવાવાળા પર 'છે'(પરમાત્મતત્ત્વ)નો આરોપ કરી લીધો કે 'આ છે'. વાસ્તવમાં આ છે નહિ, બલકે 'છે'માં જ આ બધું છે. આ તો નિરંતર બદલાય છે, પણ 'છે' જેમ ને તેમ રહે છે. 'છે' જેટલો પ્રત્યક્ષ છે, તેટલો આ સંસાર પ્રત્યક્ષ નથી. જે નિરંતર બદલાય છે, તે પ્રત્યક્ષ ક્યાં છે ? 'છે' એટલો પ્રત્યક્ષ છે કે આ ક્યારેય બદલાયો નથી, ક્યારેય બદલાશે નહિ. ક્યારેય બદલાઈ શકે નહિ, બદલાવાની કદી સંભાવના જ નથી. તે માટે ગીતામાં આવુ છે–

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।** (૨ ।૧૬)

'અસત્‌નો ભાવ (સત્તા) વિદ્યમાન નથી અને સત્‌નો અભાવ વિદ્યમાન નથી.'

તાત્પર્ય છે કે જે નિરંતર બદલાય છે, તેનો ભાવ કદી નથી હોઈ શકતો અને જે કદી નથી બદલાતું તેનો અભાવ કદી હોઈ શકતો નથી. 'નથી' કદી 'છે' નહિ થઈ શકે અને 'છે' કદી 'નથી' નહિ થઈ શકે. અસત્ કદી વિદ્યમાન નથી અને 'છે' સદા વિદ્યમાન છે. જેનો અભાવ છે, તેનો ત્યાગ કરવાનો છે અને જેનો ભાવ છે, તેને પ્રાપ્ત કરવાનું છે–આના સિવાય બીજી શું વાત થઈ શકે છે ! 'છે' ને સ્વીકાર કરવાનો છે અને 'નથી' ને અસ્વીકાર કરવાનું છે– આ વેદાંત છે, વેદોનો ખાસ નિષ્ટકર્ષ છે.

જે સત્તા ('છે') છે, તે 'સત્' છે, તેનું જે જ્ઞાન છે, તે 'ચિત્ત' (ચેતન) છે તથા તેમાં જે દુઃખ, સંતાપ, વિક્ષેપનો અત્યંત અભાવ છે, તે 'આનંદ' છે, સત્‌ની સાથે જ્ઞાન અને જ્ઞાનની સાથે આનંદ આપમેળે ભળેલો છે. જ્ઞાન વિના સત્ જડ છે અને સત્ વિના જ્ઞાન શૂન્ય છે. કોઈ પણ વાતનું જ્ઞાન થતાં જ એક પ્રસન્નતા થાય છે– આ જ્ઞાનની સાથે આનંદ છે. પરમાત્મતત્ત્વ સત્-ચિત્-આનંદ સ્વરૂપ છે. તે સચ્ચિદાનંદ પરમાત્મતત્ત્વ 'છે' રૂપથી બધી જગાએ જેવું ને તેવું પરિપૂર્ણ છે.

સાધકે 'સત્' અને 'ચિત્'(ચેતન)ની તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ. સત્‌નું સ્વરૂપ છે–સત્તામાત્ર અને ચિત્તનું સ્વરૂપ છે–જ્ઞાનમાત્ર. ઉત્પત્તિનો આધાર હોવાથી આ 'સત્તા' (સત્) છે તથા પ્રતીતિનો પ્રકાશક હોવાથી આ 'જ્ઞાન' (ચિત્) છે. આ સત્તા અને જ્ઞાન જ 'ચિન્મય સત્તા' છે, જે આપણું સ્વરૂપ છે. જેમ સુષુપ્તિમાં અનુભવ થાય છે કે 'હું ખૂબ સુખપૂર્વક સૂતો અર્થાત્ હું તો હતો જ–એ 'સત્તા' છે અને 'મને કાંઈ પણ ખબર ન હતી'–એ 'જ્ઞાન' છે. તાત્પર્ય છે કે સુષુપ્તિમાં પોતાની સત્તા તથા અહમ્‌ના અભાવનું (મને કાંઈ પણ ખબર ન હતી–આનું) જ્ઞાન રહે છે, જેમ આંખથી બધી વસ્તુઓ દેખાય છે, પણ આંખથી આંખ નથી દેખાતી; તેથી એમ કહી શકીએ છીએ કે જેનાથી બધી વસ્તુઓ દેખાય છે, તે જ આંખ છે, એવી જ રીતે જેને અહમ્‌નો ભાવ અને અભાવનું જ્ઞાન થાય છે, તે જ ચિન્મય સત્તા (સ્વરૂપ) છે. તે ચિન્મય સત્તાના અભાવનું જ્ઞાન કદી કોઈને થતું નથી. ચિત્ત જ બુદ્ધિમાં જ્ઞાનરૂપથી આવે છે અને ભૌતિક જગતમાં (નેત્રોની સામે) પ્રકાશરૂપથી આવે છે. બુદ્ધિમાં જાણવું અને ન જાણવું રહે છે તથા નેત્રોની સામે પ્રકાશ અને અંધારું રહે છે. જેમ સંપૂર્ણ સંસારની સ્થિતિ એક સત્તાની અંતર્ગત છે, તેમજ સઘળું વાચવું, સાંભળવું, શીખવું, સમજવું વગેરે એક જ્ઞાની અંતર્ગત

છે. આ સત્ અને ચિત્ બધાની પ્રત્યક્ષ છે, કોઈથી પણ છુપાયેલા નથી. આના સિવાય જે અસત્ છે, તે થોભતું નથી અને જે જડ છે તે ટકતું નથી. સત્ અને ચિત્નો અભાવ કદી વિદ્યમાન નથી અને અસત્ અને જડનો ભાવ કદી વિદ્યમાન નથી. સત્ અને ચિત્ બધાથી પહેલાં પણ છે, બધાથી પછી પણ છે અને હાલ પણ જેવા ને તેવા છે.

જેની માન્યતામાં કાળની સત્તા છે, તેમને માટે આ કહેવાય છે કે પરમાત્મતત્ત્વ ભૂતમાં પણ છે, ભવિષ્યમાં પણ છે અને વર્તમાનમાં પણ છે. વાસ્તવમાં ન તો ભૂત છે, ન ભવિષ્ય છે અને ન વર્તમાન જ છે, બલકે એક પરમાત્મતત્ત્વ જ છે. તે પરમાત્મતત્ત્વ કાળનો પણ મહાકાળ છે, કાળનું પણ ભક્ષણ કરવાવાળું છે :

**(૧) બ્રહ્મ અગનિ તન બીચમેં, મથકર કાઢે કોય ।**
**ઉલટ કાલકો ખાત હૈ, હરિયા ગુરુગમ હોય ॥**
**(૨) નવગ્રહ ચૌસઠ જોગિણી, બાવન બીર પ્રજંત ।**
**કાલ ભક્ષ સબકો કરૈ, હરિ શરણૈ ડરપંત ॥**

(કરુણાસાગર ૬૪)

કાળ તેને ખાય છે, જે પેદા થાય છે. જે પેદા જ નહિ થાય, તેને કાળ કેવી રીતે ખાય ? આવું તે પરમાત્મતત્ત્વ જીવમાત્રને નિત્યપ્રાપ્ત છે. તે સર્વસમર્થ પરમાત્મતત્ત્વમાં આ સામર્થ્ય નથી કે તે કદી કોઈથી અલગ થઈ જાય, કદી કોઈને અપ્રાપ્ત થઈ જાય. તે નિત્ય નિરંતર બધામાં જેવું ને તેવું વિદ્યમાન છે, નિત્યપ્રાપ્ત છે. આ 'પરમાત્મજ્ઞાન' છે.

આત્મજ્ઞાન અને પરમાત્મજ્ઞાન એક જ છે. કારણ કે ચિન્મય સત્તા એક જ છે, પણ જીવની ઉપાધિથી અલગ અલગ દેખાય છે. ભગવાન કહે છે–

**મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ।** (ગીતા ૧૫ । ૭)

'આ સંસારમાં જીવ બનેલો આત્મા સદાય મારો જ અંશ છે.'

પ્રકૃતિના અંશ 'અહમ્'ને પકડવાને કારણે જ આ જીવ અંશ કહેવાય છે. અગર આ અહમ્‌ને ન પકડે તો એક સત્તા-જ-સત્તા છે. સત્તા(હોવાપણું)ના સિવાય બધી કલ્પના છે. તે ચિન્મય સત્તા બધી કલ્પનાઓનો આધાર છે અધિષ્ઠાન છે, પ્રકાશક છે, આશ્રય છે, જીવનદાતા છે. તે સત્તામાં એકદેશીયપણું નથી. તે ચિન્મય સત્તા સર્વવ્યાપક છે. સઘળી સૃષ્ટિ (ક્રિયાઓ અને પદાર્થ) તે સત્તાની અંતર્ગત છે. સૃષ્ટિ તો ઉત્પન્ન અને નષ્ટ થતી રહે છે, પણ સત્તા જેવી ને તેવી રહે છે. ગીતામાં આવ્યું છે :

**યથા સર્વગતં સૌક્ષ્મ્યાદાકાશં નોપલિપ્યતે ।**
**સર્વત્રાવસ્થિતો દેહે તથાત્મા નોપલિપ્યતે ॥**

(૧૩ । ૩૨)

'જેવી રીતે બધી જગ્યાએ વ્યાપ્ત આકાશ અત્યંત સૂક્ષ્મ હોવાથી ક્યાંય પણ લિપ્ત થતું નથી, એવી જ રીતે બધી જગાએ પરિપૂર્ણ આત્મા કોઈ પણ દેહમાં લિપ્ત નથી થતો.'

તાત્પર્ય છે કે ચિન્મય સત્તા માત્ર શરીર વગેરેમાં સ્થિત નથી, બલકે આકાશની જેમ તમામ શરીરોમાં, સૃષ્ટિમાત્રની અંદર-બહાર સર્વત્ર પરિપૂર્ણ છે. તે સર્વવ્યાપી સત્તા જ આપણું સ્વરૂપ છે અને તે જ પરમાત્મતત્ત્વ છે. તાત્પર્ય છે કે સર્વદેશીય સત્તા એક જ છે. સાધકનું લક્ષ્ય નિરંતર તે સત્તાની તરફ જ રહેવું જોઈએ.

**પ્રશ્ન** – સત્તામાં એકદેશીયતા દેખાવામાં શું કારણ છે?

**ઉત્તર** – સત્તાને બુદ્ધિનો વિષય બનાવવાથી અથવા મન, બુદ્ધિ અને અહમ્‌ના સંસ્કાર રહેવાથી જ સત્તામાં એકદેશીયતા દેખાય છે. વાસ્તવિક સત્તા મન-બુદ્ધિ-અહમ્‌ને આધીન નથી, બલકે તેને પ્રકાશિત કરવાવાળી તથા તેનાથી અતીત છે. સત્તામાત્રમાં ન મન છે, ન બુદ્ધિ છે, ન અહમ્ છે.

**પ્રશ્ન** – એકદેશીયતા કેવી રીતે મટે ?

**ઉત્તર** – એકદેશીયતા મટી જાય–એ આગ્રહપણું પન છોડીને સત્તામાત્રમાં સ્થિત (ચૂપ) થઈ જવું. ચૂપ થવાથી મન-બુદ્ધિ-અહમ્‌ના સંસ્કાર આપમેળે મટી જશે. જેવી રીતે સમુદ્રમાં બરફના ઢગલા તરી રહ્યા હોય તો તેને પીગળવાને માટે કાંઈ કરવાની જરૂરત જ નથી, તેઓ તો આપોઆપ પીગળી જશે. એવી જ રીતે સત્તામાત્રમાં શરીર-ઇન્દ્રિયો-મન-બુદ્ધિ-અહમ્ વગેરેની પ્રતીતિ થઈ રહી છે તો તેમને નથી હઠાવવાના, નથી રાખવાના. ચૂપ અર્થાત્ નિર્વિકલ્પ થવાથી તેઓ આપમેળે પીગળી જશે*.

સત્તામાત્રને જોઈને તો તે કદી બંધાતી જ નથી, બલકે સદાય મુક્ત છે. જો તે બંધાય તો કદી મુક્ત નહિ થઈ શકે અને મુક્ત છે તો કદી બંધાઈ નહિ શકે. બંધનનો ભાવ (સત્તા) વિદ્યમાન નથી અને મુક્તિનો અભાવ વિદ્યમાન નથી. બંધનની માત્ર માન્યતા છે. તે માન્યતા છોડી દઈએ તો મુક્તિ સ્વતઃસિદ્ધ છે.

માનવમાત્ર તત્ત્વજ્ઞાનનો અધિકારી છે. કેમકે સત્તામાં બધા મનુષ્ય એક થઈ જાય છે. ક્રૂરથી ક્રૂર, ભૂત, પ્રેત, પિશાચ, રાક્ષસ વગેરેમાં તે જ સત્તા છે અને સૌમ્યથી સૌમ્ય, સંત, મહાત્મા તત્ત્વજ્ઞ, જીવનમુક્ત, ભગવત્-પ્રેમી વગેરેમાં પણ તે જ સત્તા છે. તે સત્તા પરમાત્મસત્તાથી સદા અભિન્ન છે. માત્ર તે સત્તાની સન્મુખ થવાનું છે. આમાં શું અભ્યાસ છે ? શું પરિશ્રમ છે ? શું કઠણાઈ છે ? શું દુર્લભતા છે ?

* એક નિર્વિકલ્પ અવસ્થા હોય છે અને એક નિર્વિકલ્પ બોધ હોય છે. નિર્વિકલ્પ અવસ્થા કરણ-સાપેક્ષ હોય છે અને નિર્વિકલ્પ બોધ કરણ-નિરપેક્ષ હોય છે. તાત્પર્ય છે કે નિર્વિકલ્પ અવસ્થા મન-બુદ્ધિની હોય છે અને નિર્વિકલ્પ બોધ મન-બુદ્ધિથી સંબંધ-વિચ્છેદ થવાથી સ્વયંથી થાય છે. નિર્વિકલ્પ અવસ્થામાં અખંડરૂપથી નથી રહેતી, બલકે તેનાથી વ્યુત્થાન થાય છે. પરંતુ નિર્વિકલ્પ બોધમાં નિર્વિકલ્પતા અખંડરૂપથી રહે છે અને તેનાથી કદી વ્યુત્થાન નથી થતું. નિર્વિકલ્પ અવસ્થાથી પણ અસંગ થવાથી સ્વતઃસિદ્ધ નિર્વિકલ્પ બોધનો અનુભવ થઈ જાય

શું પરોક્ષતા છે ? સત્તામાં ન મળ છે, ન વિક્ષેપ છે, ન આવરણ છે. અભ્યાસ તો દૃઢ અને અદૃઢ બે જાતનો હોય છે, પણ સત્તા બે જાતની હોતી જ નથી. સત્તા અને તેનું જ્ઞાન થાય છે તો સદા દૃઢ જ થાય છે, અદૃઢ થતું જ નથી.

અનુકૂળથી અનુકૂળ પરિસ્થિતિમાં પણ તે જ સત્તા છે, પ્રતિકૂળથી પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ તે જ સત્તા છે. જીવનમાં પણ તે જ સત્તા છે, મરણમાં પણ તે જ સત્તા છે. અમૃતમાં પણ તે જ સત્તા છે, ઝેરમાં પણ તે જ સત્તા છે. સ્વર્ગમાં પણ તે જ સત્તા છે, નરકમાં તે જ સત્તા છે. રોગમાં પણ તે જ સત્તા છે, અને નીરોગમાં પણ તે જ સત્તા છે, વિદ્યામાં પણ તે જ સત્તા છે, અવિદ્યામાં પણ તે જ સત્તા છે, જ્ઞાનીમાં પણ તે જ સત્તા છે, મૂઢમાં પણ તે જ સત્તા છે. મિત્રમાં પણ તે જ સત્તા છે, શત્રુમાં પણ તે જ સત્તા છે, ધનિકમાં પણ તે જ સત્તા છે, નિર્ધનમાં પણ તે જ સત્તા છે. બળવાનમાં પણ તે જ સત્તા છે, નિર્બળમાં પણ તે જ સત્તા છે. ચિન્મય સત્તા તો તે જ (એક જ) છે. જો આપણે તે સત્તામાં જ રહીએ તો સત્તાના સિવાય આ અનુકૂળતા-પ્રતિકૂળતા વગેરે કાંઈ છે જ નહિ. જેવી રીતે નાનું બાળક માના ખોળામાં જ રહે છે, ખોળામાંથી નીચે ઊતરતાં જ રડવા લાગી જાય છે, એવી જ રીતે આપણે તે સત્તામાં જ રહીએ, સત્તાથી નીચે ઊતરીએ જ નહિ, કદીક ઊતરી જઈએ તો વ્યાકુળ થઈ જઈએ ! ચાહે જન્મ થઈ જાય, ચાહે મૃત્યુ થઈ જાય; ચાહે નીરોગતા આવી જાય, ચાહે બીમારી આવી જાય, ચાહે સંયોગ થઈ જાય, ચાહે વિયોગ થઈ જાય, ચાહે સંપત્તિ આવી જાય, ચાહે વિપત્તિ આવી જાય; ચાહે નફો થઈ જાય, ચાહે ખોટ થઈ જાય, ચાહે કરોડપતિ થઈ જાય, ચાહે કંગાલ થઈ જાય; ચિન્મય સત્તામાં શું ફરક પડે છે ? સત્તામાં કાંઈ થતું જ નથી, તેમાં ન કાંઈ થયું છે, ન કાંઈ થઈ રહ્યું છે, ન કાંઈ થશે અને ન કાંઈ થઈ શકશે. કાંઈ પણ

થશે તો તે ટકશે નહિ, સત્તા મટશે નહિ. તે સત્તામાં આપણી સ્થિતિ આપમેળે છે.

'છે'માં આપણી સ્થિતિ આપમેળે છે અને 'નથી'માં આપણે સ્થિતિ માની છે. હું પુરુષ છું, હું સ્ત્રી છું; હું બાળક છું, હું યુવાન છું, હું ઘરડો છું, હું બળવાન છું, હું નિર્બળ છું, હું વિદ્વાન છું, હું મૂર્ખ છું—આ બધી માનેલી સ્થિતિ છે, વાસ્તવમાં આપણી સ્થિતિ નિરંતર 'છે'માં છે. તે 'છે'ના સિવાય કોઈની પણ સત્તા નથી. તે 'છે'ના સમાન વિદ્યમાન કોઈ થયું નથી, છે નહિ, થશે નહિ, થઈ શકશે નહિ, તે સદા જેવું ને તેવું મોજૂદ છે. તે સૌના પ્રત્યક્ષ છે, કોઈથી બિલકુલ પણ છુપાવેલ નથી. આ બ્રહ્મજ્ઞાન છે, તત્ત્વજ્ઞાન છે. જે 'છે' (ચિન્મય સત્તા) માં સ્થિત છે, તે જ તત્ત્વજ્ઞાની છે, જીવનમુક્ત છે, મહાત્મા છે. ગીતામાં આવ્યું છે :

**સમં સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્તં પરમેશ્વરમ્ ।**
**વિનસ્યત્સ્વવિનશ્યન્તં યઃ પશ્યતિ સ પશ્યતિ ॥**

(૧૩ । ૨૭)

'જે નાશ પામી રહેલાં સઘળાં પ્રાણીઓમાં પરમાત્માને નાશરહિત અને સમાનરૂપથી રહેલા જુએ છે, ('નહિ'ને ન દેખીને ફક્ત 'છે'ને દેખે છે), તે જ હકીકતમાં સાચું જુએ છે.'

**સમં પશ્યન્હિ સર્વત્ર સમવસ્થિતમીશ્વરમ્ ।**
**ન હિનસ્ત્યાત્મનાત્માનં તતો યાતિ પરાં ગતિમ્ ॥**

(૧૩ । ૨૮)

'કેમકે સર્વ જગાએ સમાનરૂપથી રહેલા ઈશ્વરને સમાનરૂપથી જોવાવાળો મનુષ્ય પોતાની જાતથી પોતાની હિંસા નથી કરતો, એટલા માટે એ પરમગતિને પ્રાપ્ત થઈ જાય છે.'



# ૩. સૌથી સુગમ પરમાત્મપ્રાપ્તિ

પરમાત્મતત્ત્વની પ્રાપ્તિના જેવું સુગમ અને જલદી સફળ થવાવાળું કાર્ય કોઈ છે નહિ, થશે નહિ અને થઈ શકે નહિ ! પરિશ્રમ અને વિલંબ તો તે વસ્તુની પ્રાપ્તિમાં લાગે છે, જે છે નહિ, બલકે બનાવવી પડે. જે સ્વતઃ સ્વાભાવિક વિદ્યમાન છે, તેની પ્રાપ્તિમાં પરિશ્રમ અને વિલંબ કેવો ? જેમ ગંગાજીને પૃથ્વી પર લાવવામાં ઘણું જોર પડ્યું અને અનેક પેઢીઓ ખલાસ થઈ ગઈ, પણ હવે 'ગંગાજી છે'–એવું જાણવામાં શું જોર પડે છે ? શું વિલંબ લાગે છે ? પરંતુ સ્વયંની ભૂખ, લાગી ન હોય તો આ સુગમતા શું કામની ? જો સ્વયંની લગની હોય તો બધે બધા મનુષ્ય સુગમતાપૂર્વક અને તત્કાળ જીવનમુક્ત થઈ શકે છે !

પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ, જીવનમુક્તિ સૌથી સુગમ કેવી રીતે છે– એ વિષયને સમજવાનો પ્રયત્ન કરીએ. પ્રત્યેક મનુષ્યનો અનુભવ છે કે 'હું છું'. બચપણથી લઈને આજ સુધીમાં શરીર તદ્દન બદલાઈ ગયું, પણ હું તે જ છું અને આગળ વૃદ્ધાવસ્થામાં શરીર બદલાવાથી પણ હું તે જ રહીશ, શરીર બદલાશે, પણ હું નહિ બદલાઉં. તાત્પર્ય છે કે શરીરમાં પરિવર્તન થવાથી પણ સત્તામાં પરિવર્તન નથી થતું. આપણે શરીરને છોડીને બીજી યોનિઓમાં પણ જઈશું, તો પણ સત્તા નહિ બદલાય અર્થાત્ આપણે તે જ રહીશું. જો આપણે દેવતા બની જઈએ તો પણ આપણે તે જ રહીશું, મનુષ્ય બની જઈએ તો પણ આપણે તે જ રહીશું, પશુ-પક્ષી બની જઈએ તો પણ આપણે તે જ રહીશું, વૃક્ષ-લતા બની જઈએ તો પણ આપણે તે જ રહીશું, ભૂત-પ્રેત-પિશાચ બની જઈએ તો પણ આપણે તે જ રહીશું. સ્થાવર-જંગમ કોઈ પણ

યોનિમાં જઈએ, સ્વંયની સત્તા નિરંતર જેવી ને તેવી રહે છે.

જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ–ત્રણેય અવસ્થાઓમાં આપણે તે જ રહીએ છીએ. સુષુપ્તિમાંથી ઊઠવાથી આપણે કહીએ છીએ કે હું એવા સુખથી સૂતો કે મને કાંઈ પણ ખબર ન હતી. પરંતુ 'મને કાંઈ પણ ખબર ન હતી'–આની ખબર તો હતી જ. તેથી સુષુપ્તિમાં પણ આપણી સત્તા સિદ્ધ થાય છે. સુષુપ્તિની જેમ જ પ્રલય-મહાપ્રલય થાય છે. પ્રલય-મહાપ્રલયમાં પણ બધા જીવોની સત્તા રહે છે, જેમકે સુષુપ્તિથી જાગ્રતમાં આવે છે, તેવી જ રીતે જીવ પ્રલય-મહાપ્રલયથી સર્ગ-મહાસર્ગમાં આવે છે. તાત્પર્ય છે કે મહાસર્ગ અને મહાપ્રલયમાં, સર્ગ અને પ્રલયમાં, જન્મ અને મૃત્યુમાં સ્વયંની સત્તા જેમની તેમ રહે છે. તે ચિન્મય સત્તા (હોવાપણું) જ આપણું સ્વરૂપ છે. શરીર ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, અહમ્, આપણું સ્વરૂપ નથી; કારણ કે આ બધાં દૃશ્ય છે.

શરીર બદલાય છે, મન બદલાય છે, બુદ્ધિ બદલાય છે, ભાવ બદલાય છે, સિદ્ધાંત બદલાય છે, માન્યતા બદલાય છે, દેશ બદલાય છે, કાળ બદલાય છે, વસ્તુ બદલાય છે, વ્યક્તિ બદલાય છે, અવસ્થા બદલાય છે, પરિસ્થિતિ બદલાય છે, ઘટના બદલાય છે, બધું કાંઈ બદલાય છે, પણ સત્તા નથી બદલાતી. બધાનો સંયોગ અને વિયોગ થાય છે, પણ સત્તાનો સંયોગ અને વિયોગ નથી થતો. જે બદલાય છે અને જેનો સંયોગ-વિયોગ થાય છે, તે આપણું સ્વરૂપ નથી. જે કદી નથી બદલાતું અને જેનો કદી વિયોગ નથી થતો તે આપણું સ્વરૂપ છે. મનુષ્યનો ઢાંચો (બનાવટ) જુદી રીતનો છે તથા કૂતરાનો ઢાંચો જુદી રીતનો છે, પણ સત્તા બન્નેમાં એક જ છે. તે સત્તા ન તો સ્ત્રી છે, ન પુરષ છે, ન દેવતા છે, ન પશુ-પક્ષી છે, ન ભૂત-પ્રેત છે. એવી જ રીતે સત્તા ન જ્ઞાની છે, ન અજ્ઞાની છે; ન મૂર્ખ છે, ન વિદ્વાન છે; ન નિર્બળ છે; ન બળવાન છે; ન સાધુ છે, ન ગૃહસ્થ છે; ન બ્રાહ્મણ છે, ન શૂદ્ર છે; ન હલકી છે; ન ભારે છે; ન નાની છે; ન મોટી છે; ન સૂક્ષ્મ છે, ન સ્થૂળ છે. ચાહે સ્ત્રી હોય, ચાહે પુરુષ હોય, ચાહે દેવતા

હોય, ચાહે પશુ હોય, ચાહે ભૂત-પ્રેત હોય, ચાહે જ્ઞાની હોય, ચાહે અજ્ઞાની હોય, ચાહે કસાઈ હોય, ચાહે સંત-મહાત્મા હોય, ચાહે તત્ત્વજ્ઞાની હોય, ચાહે ભગવત્-પ્રેમી હોય, સત્તા બધામાં એક જ છે. તે ચિન્મય સત્તા ન બદલાય છે, ન નષ્ટ થાય છે, ન આવે છે, ન જાય છે. તે સત્તા આપણું સ્વરૂપ છે; બસ, આટલી જ વાત છે. આથી વધુ કોઈ વાત નથી. શાસ્ત્રમાં, વેદમાં, વેદાંતમાં આથી સુંદર વાત શું આવે છે ? બ્રહ્મની વાત કહીએ તો પણ સત્તા જ છે. આપણાથી ભૂલ એ થાય છે કે તે સત્તાની સાથે કાંઈ ને કાંઈ ભેળવી દઈએ છીએ છીએ. જો કાંઈ ન ભેળવીએ તો જીવનમુક્ત જ છીએ ! કાંઈ પણ ભેળવીશું તો બંધાઈ જઈશું. હું સ્ત્રી છું તો બંધાઈ ગયા, હું પુરુષ છું તો બંધાઈ ગયા, હું બાળક છું તો બંધાઈ ગયા, હું યુવાન છું તો બંધાઈ ગયા, હું ઘરડો છું તો બંધાઈ ગયા, હું રોગી છું તો બંધાઈ ગયા, હું નીરોગી છું તો બંધાઈ ગયા, હું સમજદાર છું તો બંધાઈ ગયા, હું બેસમજ છું તો બંધાઈ ગયા ! ચિન્મય સત્તાની સાથે કાંઈ પણ ભેળવવું બંધન છે, અને કાંઈ પણ ન ભેળવવું મુક્તિ છે. ચિન્મય સત્તાના સિવાય આપણું બીજું કોઈ સ્વરૂપ છે જ નહિ. આ જ તત્ત્વજ્ઞાન છે, આને બ્રહ્મજ્ઞાન કહે છે. કોઈ ભલે ષટ્શાસ્ત્ર વાંચી લે, અઢાર પુરાણ વાંચી લે, અઢાર ઉપપુરાણ વાંચી લે, પણ આનાથી વધીને કોઈ વાત મળશે નહિ. આનાથી વધીને કોઈ વાત છે જ નહિ, મળે ક્યાંથી ? તે માટે સંતોએ કહ્યું છે :

**બાવર બેદ બિદુષ બાવરિયો, પોથી પુસ્તક ફંદા ।**
**ભોલા નર માંહી ઉલજાના, ઉલટ ન દેખે અંધા ॥**

**પ્રશ્ન** – જીવાત્માની સત્તા અને પરમાત્માની સત્તા બંને એક છે યા અલગ-અલગ ?

**ઉત્તર** – સત્તા એક જ છે; પરંતુ સત્તામાં અહમ્ ('હું')ને ભેળવવાથી સત્તામાં ભેદ દેખાવા લાગી ગયો. કારણ કે અહમ્થી

પરિચ્છિન્નતા પેદા થાય છે અને પરિછિન્નતાથી સઘળા ભેદ પેદા થાય છે. વાસ્તવિક સત્તા અહંરહિત હોવાથી અપરિછિન્ન છે. તે સત્તામાં બધાની સ્વતઃસ્વાભાવિક સ્થિતિ છે, પરંતુ અહમ્‌ની સ્વીકૃતિને કારણે તેનો અનુભવ નથી થઈ રહ્યો.

અહમ્‌ને જીવતું ન રાખવાનું સાધકનું ખાસ કામ છે. 'હું બ્રહ્મ છું'—આ ભાવ અહમ્‌ને જીવિત રાખે છે. કારણ કે 'હું' બ્રહ્મ નથી અને બ્રહ્મમાં 'હું' નથી. 'હું' માં 'છું' ને ભેળવવો અને 'છું' ને 'હું' માં ભેળવવો 'ચિજ્જડગ્રંથિ' છે. આ 'હું' અર્થાત્ અહમ્ માત્ર માનેલું છે, ખરેખર છે નહિ, આ માટે આને જ્યાં પણ લગાડીએ ત્યાં પેસી જાય છે. જડમાં પ્રવેશ કરીને કહે છે કે 'હું શરીર છું', 'હું ધનવાન છું' વગેરે તથા ચેતનમાં પ્રવેશ કરીને કહે છે કે 'હું બ્રહ્મ છું', 'હું શુદ્ધ-બુદ્ધ-મુક્ત આત્મા છું' વગેરે. પરંતુ બન્નેમાં અહમ્ તેનું તે જ છે.

'હું બ્રહ્મ છું'—આ અનાત્મા (અસત્, જડ, ઉત્પત્તિ—વિનાશશીલ) નું તાદાત્મ્ય છે. કારણ કે અનાત્માના તાદાત્મ્ય વિના, અનાત્માની સહાયતા વિના કેવળ આત્મતત્ત્વથી પરમાત્માનું ચિંતન, ધ્યાન, સમાધિ વગેરે થઈ જ નથી શકતા. ચિંતન, ધ્યાન વગેરે કરીશું તો અનાત્માની પરાધીનતા સ્વીકાર કરવી જ પડશે. જેની સહાયતા લઈશું, તેનો ત્યાગ પણ કેવી રીતે થશે અને અનાત્માનો ત્યાગ કર્યા વિના આત્મતત્ત્વનો અનુભવ પણ કેવી રીતે થશે ? આત્મતત્ત્વનો અનુભવ તો અનાત્માથી અસંગ થવાથી જ થશે.

જેની પ્રતીતિ થાય છે, તે દૃશ્ય (શરીર) પણ આપણું સ્વરૂપ નથી અને જેનું ભાન થાય છે, તે અહમ્ પણ આપણું સ્વરૂપ નથી. અહમ્‌ને સાથે રાખીને સાધન કરીશું તો નવી અવસ્થાની પ્રાપ્તિ તો થઈ શકે છે, પણ અવસ્થાતીત તત્ત્વની પ્રાપ્તિ નથી થઈ શકતી. અવસ્થાતીત તત્ત્વની પ્રાપ્તિ અહમ્‌નો અભાવ થવાથી જ થઈ શકે છે. અહમ્‌ના રહેતા એ અભિમાન તો થઈ શકે છે કે 'મને બોધ થઈ ગયો, હું જ્ઞાની

થઈ ગયો, હું જીવનમુક્ત થઈ ગયો', પણ વાસ્તવિક બોધ, તત્ત્વજ્ઞાન અને જીવનમુક્તિ અહમ્‌નો અભાવ થવાથી જ થાય છે. તાત્પર્ય છે કે સત્તામાત્રનું જ્ઞાન સત્તાને જ થાય છે, 'મને' નથી થતું. સત્તા તો જ્ઞાનસ્વરૂપ જ છે અને જ્ઞાનનો જ્ઞાતા કોઈ નથી; કેમકે જ્યારે જ્ઞેયની સત્તા જ નથી, તો પછી જ્ઞાતા સંજ્ઞા કેવી રીતે ?

જાગ્રત અને સ્વપ્ન-અવસ્થામાં અહમ્‌નો ભાવ દેખાય છે અને સુષુપ્તિ-અવસ્થામાં અહમ્‌નો અભાવ દેખાય છે. અહમ્‌નો ભાવ અને અભાવ–બંનેને ચેતનતત્ત્વ પ્રકાશિત કરે છે. જે ભાવ અને અભાવને પ્રકાશિત કરે છે, તે 'સત્' છે તથા જેનો ભાવ અને અભાવ થાય છે તે 'અસત્' છે. જેમ નેત્ર પ્રકાશ અને અંધકાર–બંનેને પ્રકાશિત કરે છે, એમ જ વિવેક અહમ્‌ના ભાવ અને અભાવ–બંનેને પ્રકાશિત કરે છે. અહમ્‌નો ભાવ દૂર થઈ આભાવ રહી જાય, જડતા દૂર થઈ જઈને ચેતન રહી જાય તો વિવેક બોધમાં ફેરવાઈ જાય છે.

પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ પણ સુગમ છે અને અહમ્‌ની નિવૃત્તિ પણ સુગમ છે. કારણ કે પરમાત્મતત્ત્વની નિત્યપ્રાપ્તિ છે અને અહમ્‌ની નિત્યનિવૃત્તિ છે. અહમ્‌ને દૂર કરવાનો પ્રયત્ન કરવાથી અહમ્‌નું વિવેચન તો થાય છે, પણ અહમ્ દૂર થતું નથી. પરંતુ સર્વત્ર પરિપૂર્ણ પરમાત્મસત્તાનો અનુભવ થવાથી અહમ્ દૂર થાય છે. આ માટે ગીતામાં ભગવાને કહ્યું છે :

**'મયા તતમિદં સર્વમ્'**

(૯ । ૪)

'આ બધો સંસાર મારાથી વ્યાપ્ત છે.'

તાત્પર્ય છે કે સંસારમાં સત્તા ('છે') રૂપથી એક સમ, શાંત, સદ્‌ઘન, ચિદ્‌ઘન, આનંદઘન પરમાત્મતત્ત્વ પરિપૂર્ણ છે*. જેનો પ્રતિક્ષણ

* ભગવાને ગીતામાં જીવાત્માને માટે પણ 'યેન સર્વમિદં તતમ્' (૨ । ૧૭) કહ્યું છે, અને પરમાત્માને માટે પણ 'યેન સર્વમિદં તતમ્' (૮ । ૨૨; ૧૮ । ૪૬) કહ્યું છે. તાત્પર્ય છે કે જીવાત્મા અને પરમાત્મા–બંનેની સર્વત્ર પરિપૂર્ણ સત્તા એક જ છે.

અભાવ થઈ રહ્યો છે, તે સંસારથી સ્વતંત્ર સત્તા છે જ નહિ. અજ્ઞાનને કારણે સંસારમાં જે સત્તા પ્રતીત થઈ રહી છે, તે પણ પરમાત્મતત્ત્વની સત્તાને કારણે જ છે :

**જાસુ સત્યતા તે જડ માયા । ભાસ સત્ય ઈવ મોહ સહાયા ॥**

(માનસ ૧ । ૧૧૭ । ૪)

ભગવાન કહે છે :

**મનસા વચસા દૃષ્ટ્યા ગૃહ્યતેઽન્યૈરપીન્દ્રિયૈઃ ।**
**અહમેવ ન મત્તોઽન્યદિતિ બુધ્યધ્વમઞ્જસા ॥**

(શ્રીમદ્ભા. ૧૧ । ૧૩ । ૨૪)

'મનથી, વાણીથી, દૃષ્ટિથી તથા અન્ય ઈન્દ્રિયોથી જે કાંઈ ગ્રહણ કરવામાં આવે છે, તે બધું હું જ છું. તેથી મારા સિવાય બીજું કાંઈ પણ નથી–આ સિદ્ધાંત આપ વિચારપૂર્વક શીઘ્ર સમજી લો અર્થાત્ સ્વીકાર કરી લો.

તાત્પર્ય છે કે ચિન્મય સત્તારૂપથી માત્ર પરમાત્મતત્ત્વ જ લેવામાં આવી રહ્યું છે. કારણ કે લેવું સત્તાનું જ થાય છે. જેની સત્તા જ નથી, તેને લઈ કેવી રીતે શકીએ ?

જ્યારે બધામાં એક અવિભક્ત સત્તા ('છે') જ પરિપૂર્ણ છે, તો પછી તેમાં હું, તું, આ અને તે–આ ચાર વિભાગ કેવી રીતે થઈ શકે છે ? અહંતા અને મમતા કેવી રીતે થઈ શકે છે ? રાગ-દ્વેષ કેવી રીતે થઈ શકે છે ? જેની સત્તા જ નથી, તેને દૂર કરવાનો અભ્યાસ પણ કેવી રીતે થઈ શકે છે ?

ભગવાન કહે છે :

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।**

(ગીતા ૨ । ૧૬)

'અસત્‌નો ભાવ વિદ્યમાન નથી અને સત્‌નો અભાવ વિદ્યમાન નથી.'

તાત્પર્ય છે કે અસત્‌ની નિત્યનિવૃત્તિ છે અને સત્‌ની નિત્યપ્રાપ્તિ છે. નિત્યનિવૃત્તિની નિવૃત્તિ અને નિત્યપ્રાપ્તની પ્રાપ્તિમાં શું કઠણાઈ અને શું સુગમતા ? શું કરવું અને શું ન કરવું ? શું મેળવવું અને શું ખોવું ?

**ખોયા કહે સો બાવરા, પાયા કહે સો કૂર ।**
**પાયા ખોયા કુછ નહીં, જ્યોં-કા-ત્યોં ભરપૂર ॥**

સર્વત્ર પરિપૂર્ણ ચિન્મય સત્તામાં ન દેશ છે, ન કાળ છે, ન વસ્તુ છે, ન વ્યક્તિ છે, ન અવસ્થા છે, ન પરિસ્થિતિ છે, ન ઘટના છે. તે સત્તામાં ન આવવું છે, ન જવું છે; ન જીવવાવાનું છે, ન મરવાનું છે; ન લેવાનું છે, ન દેવાનું છે; ન કરવાનું છે, ન નથી કરવાનું; ન સમાધિ છે, ન વ્યુત્થાન છે; ન બંધન છે, ન મોક્ષ છે; ન ભોગેચ્છા છે, ન મુમુક્ષુતા છે; ન બોલવાનું છે, ન સાંભળવાનું છે; ન વાંચવાનું છે, ન લખવાનું છે; ન પ્રશ્ન છે, ન ઉત્તર છે; તેમાં ન કોઈ લાભ છે, ન કોઈ હાનિ છે; ન કોઈ મોટું છે, ન નાનું છે; ન કાંઈ ઉત્તમ છે, ન ખામી છે :

**કિં ભદ્રં કિમભદ્રં વા દ્વૈતસ્યાવસ્તુનઃ કિયત્ ।**

(શ્રીમદ્‌ભા૦ ૧૧ । ૨૮ । ૪)

'જ્યારે દ્વૈત નામની કોઈ વસ્તુ જ નથી, તો પછી તેમાં શું સારું અને શું ખરાબ ?'

સારું-ખરાબ, ઠીક-અઠીક, વિધિ-નિષેધ—આ બધું મનુષ્યલોકની મર્યાદા છે. મર્યાદામાં બરાબર ચાલવું મનુષ્યનું કર્તવ્ય છે. મર્યાદામાં બરાબર ચાલવાથી વિવેકનો આદર થાય છે અને વિવેકના આદરથી તે વિવેક બોધમાં ફેરવાઈ જાય છે. બોધ થવાથી કાંઈ પણ કરવાનું, જાણવાનું અને મેળવવાનું બાકી નથી રહેતું અર્થાત્ મનુષ્ય કૃતકૃત્ય, જ્ઞાતજ્ઞાતવ્ય અને પ્રાપ્તપ્રાપ્તવ્ય થઈ જાય છે.

આજ સુધી દેવ, રાક્ષસ, પશુ, પક્ષી, મનુષ્ય વગેરે અનેક યોનિઓમાં જે પણ કર્મ કર્યાં છે અને તેનું ફળ ભોગવ્યું છે, તેમાંથી કોઈ પણ કર્મ અને ફળભોગ સત્તા સુધી નથી પહોંચ્યાં. આકાશમાં

ક્યારેક સૂર્યનો પ્રકાશ ફેલાઈ જાય છે, ક્યારેક અંધારું છવાઈ જાય છે, ક્યારેક વીજળી ચમકે છે, ક્યારેક વરસાદ થાય છે, ક્યારેક કરા પડે છે, ક્યારેક જાત-જાતના અવાજ થાય છે, ગર્જના થાય છે; પરંતુ આકાશમાં કોઈ ફરક નથી પડતો. તે જેવું ને તેવું નિર્લિપ્ત-નિર્વિકાર રહે છે. એવી જ રીતે સર્વત્ર પરિપૂર્ણ સત્તામાં ક્યારેક મહાસર્ગ અને મહાપ્રલય થાય છે, ક્યારેક સર્ગ અને પ્રલય થાય છે, ક્યારેક જન્મ અને મૃત્યુ થાય છે, ક્યારેક દુકાળ પડે છે, ક્યારેક પૂર આવે છે, ક્યારેક ધરતીકંપ થાય છે, ક્યારેક ઘમસાણ યુદ્ધ થાય છે; પરંતુ સત્તામાં કોઈ ફરક નથી પડતો. ગમે તેટલી ઊથલ-પાથલ થઈ જાય, પણ સત્તા જેવી ને તેવી નિર્લિપ્ત-નિર્વિકાર રહે છે. તે માટે ગીતામાં આવ્યું છે–

**સમં સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્તં પરમેશ્વરમ્ ।**
**વિનશ્યત્સ્વવિનશ્યન્તં યઃ પશ્યતિ સ પશ્યતિ ॥**

(૧૩ । ૨૭)

'જે નાશ પામી રહેલાં સઘળાં પ્રાણીઓમાં પરમાત્માને નાશરહિત અને સમાનરૂપથી રહેલાં જુએ છે, તે જ હકીકતમાં સાચું જુએ છે.'

**પ્રકૃત્યૈવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશઃ ।**
**યઃ પશ્યતિ તથાત્માનમકર્તારં સ પશ્યતિ ॥**

(૧૩ । ૨૯)

'જે સઘળી ક્રિયાઓને બધી રીતે પ્રકૃતિના દ્વારા જ થતી જુએ છે અને પોતે-પોતાને અકર્તા જુએ અર્થાત અનુભવ કરે છે, તે જ વાસ્તવમાં સાચું જુએ છે.'

આ રીતે સત્તામાત્રમાં સ્થિતિનો અનુભવ કરી ને ચૂપ થઈ જવું જોઈએ. ચૂપ થવા માટે સાધક ત્રણ વાતો પર વિચાર કરે :

(૧) 'હું' અને 'મારું' કાંઈ નથી; કારણ કે સ્વરૂપ સત્તામાત્ર છે અને સત્તામાત્રના સિવાય બીજું કાંઈ નથી, પછી હું અને મારું કોણ થયું ?

(૨) મારે કાંઈ નહિ જોઈએ, કારણ કે સત્તામાં કિંચિત્‌માત્ર પણ કોઈ કમી નથી, પછી વસ્તુની ઇચ્છા કેવી રીતે કરવામાં આવે ?

(૩) પોતાના માટે કાંઈ નથી કરવાનું; કારણ કે જે કરણોથી કર્મ થાય છે, તે કરણ પણ પ્રકૃતિમાં છે અને જે કર્મ કરવાવાળો છે, તે અહંકાર (કર્તાપણું) પણ પ્રકૃતિમાં છે. તેથી સ્વરૂપમાં કરવાની યોગ્યતા પણ નથી અને કરવાની જવાબદારી પણ નથી.

આ રીતે વિચાર કરીને ચૂપ થઈ જાય, બધી તરફથી વિમુખ થઈને સત્તામાત્રમાં સ્થિર થઈ જાય. આ 'ચૂપ સાધન' છે. ન તો સૂક્ષ્મશરીરની ક્રિયા હોય, ન તો સૂક્ષ્મશરીરનું ચિંતન હોય અને ન કારણશરીરની સુષુપ્તિ હોય, ત્યારે ચૂપ સાધન થાય છે. આમાં કોઈ ક્રિયા નથી, બલકે જેનાથી ક્રિયા પ્રકાશિત થાય છે, તે અક્રિય તત્ત્વમાં સ્વતઃસિદ્ધ સ્થિતિ છે. આમાં વૃત્તિ આમાં વૃત્તિને લગાડવાની યા હઠાવવાની પણ નથી, બલકે જે જ્ઞાનના અંતર્ગત વૃત્તિ દેખાય છે, તે જ્ઞાનમાં સ્વતઃસિદ્ધ સ્થિતિ છે. આ ચુપ સાધન સમાધિથી પણ ઊંચી ચીજ છે. કારણ કે આમાં બુદ્ધિ અને અહમ્‌થી સંબંધ-વિચ્છેદ છે. આ માટે તો સમાધિમાં લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ—આ ચાર દોષ (વિઘ્ન) રહે છે, પણ ચૂપ સાધનમાં આ દોષ નથી રહેતા.

ચિન્મય સત્તામાત્ર અક્રિય છે અને તેમાં અનંત સામર્થ્ય છે, ભક્તિયોગ, જ્ઞાનયોગ, કર્મયોગ, હઠયોગ વગેરે જેટલા પણ યોગ છે, તે બધા આ અક્રિય તત્ત્વથી જ પ્રગટ થાય છે. આ અક્રિય તત્ત્વ સઘળાં સાધનોની ભૂમિ છે. અર્થાત્ બધાં સાધન આનાથી પ્રગટ થાય છે અને આમાં લીન થાય છે, ચૂપ સાધનથી અક્રિય તત્ત્વ(સત્તામાત્ર)માં પોતાની સ્વતઃ સ્વાભાવિક તથા સહજ સ્થિતિનો અનુભવ થઈ જાય છે અર્થાત્ અહમ્ દૂર થઈ જાય છે અને સમ, શાંત, સદ્‌ઘન, ચિદ્‌ઘન, આનંદઘન પરમાત્મતત્ત્વ શેષ રહી જાય છે :

**ઢૂँढा सब जहाँ में, पाया पता तेरा नहीं।**
**जब पता तेरा लगा तो अब पता मेरा नहीं॥**

સંતોએ આ અવસ્થાતીત સહજાવસ્થાનું વર્ણન આ પ્રકારે કર્યું છે :

**અપન પૌ આપહિ મેં પાયો ।**
**શબ્દ-હિ-શબ્દ ભયો ઉજિયારા, સતગુરુ ભેદ બતાયો ॥**
**જૈસે સુન્દરી સુત લૈ સૂતી, સ્વપ્ને ગયો હિરાઈ ।**
**જાગ પરી પલંગ પર પાયો, ન કછુ ગયો ન આઈ ॥**
**જૈસે કુઁવરી કંઠ મણિ હીરા, આભૂષણ બિસરાયો ।**
**સંગ સખી મિલિ ભેદ બતાયો, જીવ કો ભરમ મિટાયો ॥**
**જૈસે મૃગ નાભી કસ્તૂરી, ઢૂઁઢત બન બન ધાયો ।**
**નાસા સ્વાદ ભયો જબ વાકે, ઉલટિ નિરન્તર આયો ॥**
**કહા કહૂઁ વા સુખ કી મહિમા, જ્યોં ગૂંગે ગુડ ખાયો ।**
**કહૈ કબીર સુનો ભાઈ સાધો, જ્યોં-કા-ત્યોં ઠહરાયો ॥**

તાત્પર્ય છે કે જે સાધક પોતાનામાં 'હું છું'—આ રીતે પરિછિન્ન (એકદેશીય) સત્તાનો અનુભવ કરતો હતો, તે 'હું' (અહમ્)ના દૂર થવાથી અપરિછિન્ન સત્તાનો અનુભવ કરી લે છે અર્થાત્ 'છું'માં જ 'છે'ને પામી લે છે. પછી 'છું' નથી રહેતો, બલકે એકમાત્ર 'છે' જ રહે છે.

રાગ-દ્વેષ, હર્ષ-શોક, કર્તત્વ-ભોક્તૃત્વ, જડતા-પરિછિન્નતા વગેરે બધા વિકાર અહમ્‌માં રહે છે. તે અહમ્‌ને સાધકે પોતાનામાં સ્વીકાર કર્યું છે, આ માટે અહમ્‌ને દૂર કરવાને માટે પોતાનામાં પરમાત્માનો સ્વીકાર કરવો અર્થાત્ 'છું'માં 'છે'નો સ્વીકાર કરવો આવશ્યક છે.

એક માર્મિક વાત છે કે 'છું'માં 'છે'ને ભેળવવાની અપેક્ષાએ 'છું'ને 'છે'માં ભેળવવો ઉત્તમ છે. 'હું' ભગવાનનો છું, અન્ય કોઈનો નથી—આ રીતે પોતે-પોતાને ભગવાનને અર્પિત કરી દેવાનું, ભગવાનની શરણમાં ચાલ્યા જવાનું જ 'છું'ને 'છે'માં ભેળવવાનું છે. 'છું'માં 'છે'

ભેળવવાથી સૂક્ષ્મ પરિછિન્નતા રહી શકે છે; કેમકે 'છું'માં અનાદિકાળથી પરિછિન્નતાના સંસ્કાર પડેલા છે, જે 'છે'માં નથી. આ માટે 'છું'ને 'છે'ને અર્પિત કરવાથી પરિછિન્નતાનો, અહમ્‌નો સુગમતાપૂર્વક બિલકુલ અભાવ થઈ જાય છે.

ચાહે 'છું'ને 'છે'માં ભેળવીએ, ચાહે 'છે'માં 'છું'ને ભેળવીએ, બંનેનું પરિણામ એક જ હશે અર્થાત્ 'છું' નહિ રહેશે, 'છે' રહી જશે. જેમ કર્મયોગી કર્મમાં અકર્મને તથા અકર્મમાં કર્મને જુએ છે–**'કર્મણ્યકર્મ યઃ પશ્યેદકર્મણિ ચ કર્મ યઃ'** (ગીતા ૪ । ૧૮); તેથી પરિણામમાં કર્મ નથી રહેતું, અકર્મ રહી જાય છે. જ્ઞાનયોગી સઘળાં પ્રાણીઓમાં આત્માને તથા આત્મામાં સઘળાં પ્રાણીઓને જુએ છે–**'સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ'** (ગીતા ૬ । ૨૯); તેથી પરિણામમાં પ્રાણી નથી રહેતા, આત્મા રહી જાય છે. ભક્તિયોગી બધામાં ભગવાનને અને ભગવાનમાં બધાને જુએ છે–**'યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ'** (ગીતા ૬ । ૩૦); તેથી પરિણામમાં બધા નથી રહેતા, ભગવાન રહી જાય છે. અકર્મ, આત્મા અને ભગવાન–ત્રણેય તત્ત્વથી એક જ છે.



# ૪. અસત્‌નો ત્યાગ અને સત્‌ની શોધ

જેને આપણે અસત્ જાણીએ છીએ, તેનો ત્યાગ કરવાથી સ્વતઃસિદ્ધ તત્ત્વનો અનુભવ થઈ જાય છે. વાસ્તવમાં અસત્‌ની સત્તા વિદ્યમાન છે જ નહિ–**'નાસતો વિદ્યતે ભાવઃ'**. અસત્‌નો અત્યંત અભાવ છે. હું, તું, આ અને તે–આ ચારેયની સત્તા જ નથી. જે કાંઈ પણ જોવામાં, સાંભળવામાં, માનવામાં, ચિંતન કરવામાં આવે છે, તે વાસ્તવમાં છે જ નહિ. ઈન્દ્રિયો, અંતઃકરણ અને અહંકાર–આ ત્રણેય છે જ નહિ.

આપણે જાણીએ છીએ કે સંસાર નિરંતર બદલાય છે. આ જેવો પહેલાં હતો, તેવો હાલમાં નથી અને જેવો હાલમાં છે, તેવો આગળ નહિ રહેશે. પરંતુ આવું જાણતા હોવા છતાં પણ આપણે સંસારની સત્તા માનીએ છીએ–આ જાણેલ અસત્‌ની સત્તાનો સ્વીકાર કરવો છે. જાણેલા અસત્‌ની સત્તાનો સ્વીકાર કરવો તથા તેને મહત્ત્વ આપવું જ બંધનનું મૂળ કારણ છે.

મનુષ્યમાત્રમાં અસત્‌નો ત્યાગ કરવાનું સામર્થ્ય પણ છે અને સ્વતંત્રતા પણ ! અસત્‌નો ત્યાગ કરવામાં કોઈ પણ અસમર્થ અને પરાધીન નથી. હવે વિચાર આ વાત પર કરવાનો છે કે અસત્‌ને અસત્‌રૂપથી જાણતા હોવા છતાં પણ તેનું આકર્ષણ કેમ થઈ રહ્યું છે? તેનો ત્યાગ કેમ નથી થઈ રહ્યો ?

જ્યારે આપણે પોતાનામાં અસત્‌ની સત્તા સ્વીકાર કરી લઈએ છીએ અને સત્તા સ્વીકાર કરીને તેને મહત્ત્વ આપી દઈએ છીએ, ત્યારે અસત્‌નું આકર્ષણ થાય છે. સંયોગજન્ય સુખની ઈચ્છા કરવી જ પોતાનામાં અસત્‌ની સત્તા અને મહત્તાનો સ્વીકાર કરવો છે. આપણે

વિચારના સમયે તો સંસારને અસત્‌ માનીએ છીએ, પણ અન્ય સમયે અસત્‌ના સંગનું સુખ ભોગવીએ છીએ, આ માટે (સુખાસક્તિને કારણે) અસત્‌નો ત્યાગ કરવામાં કઠણાઈ માલૂમ પડે છે. સંયોગજન્ય સુખના પહેલાં તેના અભાવનું દુઃખ છે, અંતમાં તેના વિયોગનું દુઃખ છે તથા વચમાં પણ તેનો પ્રતિક્ષણ અભાવ થઈ રહ્યો છે—આ જ્ઞાન થવાથી સુખની ઇચ્છા દૂર થાય છે. કારણ કે અભાવ જ શેષ રહી જાય છે અને અભાવમાં સુખ હોઈ શકતું નથી. ગીતામાં આવ્યું છે :

**યે હિ સ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે ।**
**આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ ॥**

(૫ । ૨૨)

'હે કુંતીનંદન ! જે ઇન્દ્રિયો અને વિષયોના સંયોગથી પેદા થાય થવાવાળા ભોગ છે, તેઓ આદિ-અંતવાળા અને દુઃખનાં જ કારણ છે. તેથી વિવેકી મનુષ્ય તેમાં રમણ નથી કરતા.'

વિવેકનો અનાદર કરવાને કારણે મનુષ્ય આરંભને જુએ છે, પરિણામને નહિ. સુખભોગના પરિણામમાં દુઃખ આવે જ—આ નિયમ છે. કારણ કે સુખભોગના પરિણામમાં પોતાની શક્તિનો હ્રાસ અને ભોગ્ય વસ્તુનો નાશ થાય જ છે—આ નિયમ છે. જો મનુષ્ય સુખભોગના પરિણામનો વિચાર કરે, તેના પરિણામને મહત્ત્વ આપે તો સુખભોગની રુચિ દૂર થઈ જશે; કેમકે દુઃખ અને અભાવને કોઈ પણ ઇચ્છતું નથી. દુઃખ અને અભાવ સ્વાભાવિક અરુચિકર હોય છે. આ માટે ગીતા કહે છે :

**વિષયેન્દ્રિયસંયોગાદ્યત્તદગ્રેઽમૃતોપમમ્ ।**
**પરિણામે વિષમિવ તત્સુખં રાજસં સ્મૃતમ્ ॥**

(૧૮ । ૩૮)

'જે સુખ ઇન્દ્રિયોના અને વિષયોના સંયોગથી આરંભમાં અમૃતના જેવું અને પરિણામમાં વિષના જેવું હોય છે, તે સુખને રાજસ કહેવામાં

આવ્યું છે*.'

તાત્પર્ય છે કે શરૂઆતમાં ભોગ-પદાર્થ ઘણા સારા લાગે છે અને તેમાં ઘણું સુખ માલૂમ પડે છે. પરંતુ તેમને ભોગતા-ભોગતા જ્યારે પરિણામમાં તે સુખ નીરસતામાં ફેરવાઈ જાય છે અને તેનાથી બિલકુલ અરુચિ થઈ જાય છે, ત્યારે તે સુખ ઝેરના જેવું માલૂમ પડે છે. ખરેખર સુખની રુચિ બનાવટી છે અને અરુચિ સ્વાભાવિક છે.

માત્ર બીજાઓને સુખ આપવાનો સ્વભાવ બની જાય તો સુખાસક્તિ સુગમતાપૂર્વક દૂર થઈ જાય છે. કારણ કે અસત્‌થી સુખ લેવાને કારણે જ પોતાનામાં અસત્‌ના ત્યાગનું અસામર્થ્ય અને અસત્‌ની પરાધીનતા પ્રતીત થાય છે. આ માટે સાધકે આ દૃઢ નિશ્ચય કરી લેવો જોઈએ કે મારે અસત્‌થી સુખ લેવું જ નથી.

એક માર્મિક વાત છે કે ઢીલી પ્રકૃતિવાળો અર્થાત્ નરમ સ્વભાવવાળો મનુષ્ય અસત્‌નો જલદી ત્યાગ નથી કરી શકતો. એક વિચાર કર્યો અને તેને છોડી દીધો. પછી બીજો વિચાર કર્યો અને તેને છોડી દીધો. આ રીતે વારંવાર વિચાર કરવો અને તેને છોડતા રહેવાથી આદત બગડી જાય છે. આ બગડેલી આદતને કારણે જ તે અસત્‌ના ત્યાગની વાતો તો શીખી જાય છે પણ અસત્‌નો ત્યાગ નથી કરી શકતો. અગર અસત્‌નો ત્યાગ કરી પણ દે છે તો પણ સ્વભાવની ઢીલાશથી પછી તેને સત્તા આપી દે છે. સ્વભાવની આ શિથિલતા સાધકની પોતાની બનાવેલી છે. તેથી સાધકને માટે આ ઘણું જરૂરી છે કે તે પોતાનો સ્વભાવ દૃઢ રહેવાનો બનાવી લે. એક વાર તે જે વિચાર કરી લે, પછી તેના પર તે દૃઢ રહે—**'ભજન્તે માં દૃઢવ્રતાઃ'** (ગીતા ૭ । ૨૮). નાનીથી નાની વાતમાં પણ તે દૃઢ (પાકો) રહે તો તેનામાં અસત્‌નો ત્યાગ કરવાની શક્તિ આવી જશે.

* રજોગુણ રાગરૂપ જ હોય છે—'રજો રાગાત્મકં વિદ્ધિ' (ગીતા ૧૪ । ૭) અને તેનું ફળ દુઃખ જ હોય છે—'રજસસ્તુ ફલં દુઃખમ્' (ગીતા ૧૪ । ૧૬).

સાધકમાં એક તો અસત્‌ની રુચિ (ભોગેચ્છા) છે અને એક સત્‌ની ભૂખ (જિજ્ઞાસા) છે. એ સિદ્ધાંત છે કે અસત્‌ની રુચિ અસત્‌માં નથી હોતી અને સત્‌ની ભૂખ સત્તામાં નથી હોતી. જેમાં અસત્‌ની રુચિ અને સત્‌ની ભૂખ છે, તે જીવ છે. રુચિ 'કામના' છે, ભૂખ 'આવશ્યકતા' છે. કામના કદી પૂરી થતી નથી, બલકે તેની નિવૃત્તિ જ થાય છે. પરંતુ આવશ્યકતા પૂરી થવાવાળી જ હોય છે. મનુષ્યમાં માત્ર કામના તો નથી રહી શકતી, પણ માત્ર આવશ્યકતા રહી શકે છે. માત્ર આવશ્યકતા રહેતાં જ તેની પૂર્તિ થઈ જાય છે. જેમ જ્યાં સુધી લાકડાં રહે છે, ત્યાં સુધી આગ રહે છે. લાકડાં ખલાસ થતાં જ આગ શાંત થઈ જાય છે. એમ જ જ્યાં સુધી કામના (ભોગેચ્છા) છે, ત્યાં સુધી આવશ્યકતા (જિજ્ઞાસા) છે. કામનાને કારણે જ આવશ્યકતા છે. આ માટે કામના દૂર થતાં જ આવશ્યકતા પૂરી થઈ જાય છે. તેથી સાધકે આવશ્યકતામાં કામનાને ભેળવી દેવી જોઈએ અર્થાત્ તેના જીવનમાં કામના ન રહે, બલકે એક આવશ્યકતા જ રહે. અસત્‌ની રુચિ ન રહે, બલકે સત્‌ની રુચિ રહે અને સત્‌ની જ ભૂખ રહે. સત્‌ની ભૂખ જ જિજ્ઞાસા કહેવાય છે. જિજ્ઞાસા અને જિજ્ઞાસ્ય-તત્ત્વમાં કોઈ ભેદ નથી. પરંતુ જ્યાં સુધી જિજ્ઞાસુ રહે છે, અર્થાત્ અહમ્ રહે છે, ત્યાં સુધી જિજ્ઞાસા અને જિજ્ઞાસ્ય-તત્ત્વની એકતા સ્પષ્ટ નથી થતી. અહમ્ નાબૂદ થવાથી જિજ્ઞાસુ નથી રહેતો, બલકે જિજ્ઞાસા માત્ર રહી જાય છે. જિજ્ઞાસા માત્ર રહેતાં જ જિજ્ઞાસ્ય-તત્ત્વથી એક થઈ જાય છે. અર્થાત્ આવશ્યકતાની પૂર્તિ થઈ જાય છે.

અસત્ નિત્યનિવૃત્તિ છે, આ માટે તેનો ત્યાગ થાય છે અને સત્ નિત્યપ્રાપ્ત છે, આ માટે તેની શોધ થાય છે. નિર્માણ અને શોધ આ બંનેમાં ઘણું અંતર છે. નિર્માણ તે વસ્તુનું થાય છે, જેનો પહેલાંથી જ અભાવ હોય છે અને શોધ તે વસ્તુની થાય છે, જે પહેલાંથી જ વિદ્યમાન છે. સત્‌નો અભાવ વિદ્યમાન છે જ નહિ–**'નાભાવો વિદ્યતે સતઃ'**;

તેથી સત્‌ની શોધ થાય છે, નિર્માણ નથી થતું. જ્યારે સાધક સત્‌ની સત્તાનો સ્વીકાર કરે છે, ત્યારે શોધ થાય છે. શોધના બે પ્રકાર છે : એક તો કંઠી ક્યાંક રાખીને ભૂલી જઈએ તો આપણે તેને જગા જગાએ ખોળીએ છીએ અને બીજું કંઠી ગળામાં જ હોય તથા વહેમ થઈ જાય કે કંઠી ખોવાઈ ગઈ તો આપણે તેને જગા જગાએ ખોળીએ છીએ. પરમાત્મતત્ત્વની શોધ ગળામાં પડેલી કંઠીના શોધના જેવી છે. તાત્પર્ય છે કે પરમાત્મતત્ત્વને આપણે ચાહીએ છીએ અને જેની આપણે શોધ કરીએ છીએ, તે પરમાત્મતત્ત્વ પોતાનામાં જ છે ! પરંતુ સંસાર પોતાનામાં નથી, જે પોતાનામાં છે, તેની શોધ કરવાથી પરિણામમાં તે મળી જાય છે. પરંતુ જે પોતાનામાં નથી, તેની શોધ કરવાથી પરિણામમાં તે મળતો નથી; કારણ કે તેની સત્તા જ નથી.

પરમાત્મતત્ત્વ કદી અપ્રાપ્ત છે જ નહિ, તેની વિસ્મૃતિ થઈ છે, અપ્રાપ્તિ નથી થઈ. આ વિસ્મૃતિ અનાદિ અને સાન્ત (અંત થવાવાળી) છે. જેમ બે વ્યક્તિ અંદરોઅંદર એકબીજાને ઓળખતા નથી તો આ અપરિચય ક્યારથી છે–એને કોઈ બતાવી નથી શકતું. આપણે સંસ્કૃત ભાષા નથી જાણતા તો ન જાણવાનું ક્યારથી છે–એને આપણે બતાવી નથી શકતા. તાત્પર્ય છે કે વ્યક્તિઓની સત્તા, આપણી સત્તા, સંસ્કૃત ભાષાની સત્તા તો પહેલાંથી જ છે, પણ તેમનો પરિચય પહેલાંથી નથી. એવી જ રીતે વિસ્મૃતિના સમયે પણ પરમાત્મતત્ત્વની સત્તા જેવી ને તેવી છે. પરમાત્મતત્ત્વ તો નિત્યપ્રાપ્ત છે, પણ તેની વિસ્મૃતિ છે, અર્થાત્‌ ત્યાં દૃષ્ટિ નથી, તેનાથી વિમુખતા છે, તેનાથી અપરિચય છે, તેની અપ્રાપ્તિનો વહેમ છે. પરમાત્મતત્ત્વની શોધ કરવાથી આ વિસ્મૃતિ નાબૂદ થઈ જાય છે અને સ્મૃતિ પ્રાપ્ત થઈ જાય છે–**'નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા'** (ગીતા ૧૮ । ૭૩).

પરમાત્મતત્ત્વની શોધમાં અભ્યાસ નથી. અભ્યાસ કરવાથી આપણે તત્ત્વથી અલગ થઈ જઈએ છીએ. જેમ અભ્યાસ કરીએ છીએ

તેમ તત્ત્વથી અલગ થઈએ છીએ. આ માટે કહ્યું છે–

**શ્રુતિ પુરાન બહુ કહેઉ ઉપાઈ । છૂટ ન અધિક અધિક અરુઝાઈ ॥**

(માનસ ૭ । ૧૧૬ । ૬)

જો સાધકે અભ્યાસ કરવો જ હોય તો એટલો જ અભ્યાસ કરે કે મારે કાંઈ નથી કરવાનું ! આપણું સ્વરૂપ ચિન્મય સત્તામાત્ર છે. સત્તામાત્રમાં કદી કિંચિત્‌માત્ર પણ કોઈ નથી આવતી. કારણ કે ભાવોનો અભાવ થઈ જ કેવી રીતે શકે છે ! આ માટે પોતાનાં માટે કદી કિંચિત્‌માત્ર પણ કોઈ ચીજની જરૂરત થઈ નથી, છે નહિ, થશે નહિ અને થઈ શકતી નથી. તેથી પોતાના માટે પોતે કાંઈ કરવાનું નથી. કરવાનો તથા ન કરવાનો આગ્રહ હોવાથી અહંકાર આવે છે અને કરવા તથા ન કરવાનો આગ્રહ ન હોવાથી અહંકાર છૂટી જાય છે. અસત્‌ના સંગ વિના સ્વરૂપ કાંઈ કરી શકતું જ નથી; કેમકે સ્વરૂપમાં કર્તૃત્વ છે જ નહિ. સમાધિમાં પણ અસત્‌નો સંગ રહે છે, જેના કારણે સમાધિ અને વ્યુત્થાન–આ બે અવસ્થાઓ થાય છે. પરંતુ કાંઈ ન કરવામાં અસત્‌નો સંગ નથી. પહેલાં પણ કાંઈ ન હતું, પછી પણ કાંઈ નહિ રહેશે; તેથી હાલમાં પણ કાંઈ નથી–**'આદાવન્તે ચ યન્નાસ્તિ વર્તમાનેડપિ તત્તથા'** (માંડુક્યકારિકા ૪ । ૩૧). કાંઈ નહિ રહેવું નિરંતર છે. ગમે તેવી પ્રવૃત્તિમાં પણ નિવૃત્તિ નિરંતર છે. આ નિવૃત્તિને અર્થાત્ કાંઈ નહિ કરવાને જ 'પરમ વિશ્રામ' કહેવામાં આવ્યો છે– **'પાયો પરમ બિશ્રામુ'** (માનસ ૭ । ૧૩૦ । છં. ૩). શ્રમનો તો આદિ અને અંત હોય છે, પણ વિશ્રામનો આદિ અને અંત નથી હોતો. વિશ્રામ નિરંતર રહે છે. શ્રમના સમયે પણ વિશ્રામ જેવો ને તેવો રહે છે. પરંતુ આપણી દૃષ્ટિ શ્રમ પર જ રહે છે, વિશ્રામની તરફ નથી જતી. અસત્‌નો સર્વથા ત્યાગ થવાથી નિત્યપ્રાપ્ત વિશ્રામની પ્રાપ્તિ થઈ જાય છે.

વાસ્તવમાં અસત્‌ના ત્યાગમાં જ સત્‌ની શોધ સમાયેલી છે. જ્ઞાન પણ અસત્‌નું જ થાય છે, સત્‌નું નહિ. અસત્‌ને અસત્ રૂપથી જાણવું

જ જ્ઞાન છે. જ્ઞાનથી અસત્‌ની નિવૃત્તિ થઈ જાય છે અને સત્ જેમનું તેમ બાકી રહી જાય છે; કારણ કે સત્ નિત્યપ્રાપ્ત છે. અસત્‌ની માનેલી સત્તા અને મહત્તા જ નિત્યપ્રાપ્ત સત્‌ના અનુભવમાં બાધક છે. તેથી સત્‌ની પ્રાપ્તિ તો સ્વતઃસિદ્ધ છે, ખામી અસત્‌ના ત્યાગની જ છે, સત્‌ની પ્રાપ્તિ નથી થતી બલકે અસત્‌ની નિવૃત્તિ થાય છે. અસત્‌ની સત્તા કલ્પિત છે, એનો કોઈ મૂળ આધાર નથી. તેથી અસત્‌નો ત્યાગ આપમેળે છે, સુગમ છે અને શ્રેષ્ઠ છે. આમાં એક માર્મિક વાત છે કે હકીકતમાં અસત્‌નો ત્યાગ નથી કરવાનો, બલકે અસત્‌ના અભાવનો અનુભવ કરવાનો–**'નાસતો વિદ્યતે ભાવઃ'** (ગીતા ૨ । ૧૬). 'અસત્ ની સત્તા વિદ્યમાન નથી.' કારણ કે ત્યાગ કરવાથી અહમ્ (ત્યાગી) બાકી રહેશે, જ્યારે અભાવનો સ્વીકાર કરવાથી અહમ્ રહેશે નહિ. જ્યાં સુધી અહમ્‌રૂપી અણુ છે, ત્યાં સુધી અસત્‌નો સંગ છે. અસત્‌નો ખરેખર ત્યાગ અહમ્‌રૂપી અણુના તૂટવાથી થાય છે.

સ્વરૂપમાં અહમ્ નથી. અહમરહિત્ સ્વરૂપનો બોધ જ વાસ્તવિક બોધ છે. અહમ્‌રહિત સ્વરૂપનો બોધ થવાને માટે બે યુક્તિઓ ઘણી કામની છે :

(૧) સુષુપ્તિમાં અહમ્ નથી રહેતું પણ સ્વરૂપ રહે છે. તેથી સૌને સુષુપ્તિના સમયે અહમ્‌ના અભાવનો અને સ્વયંના ભાવનો અનુભવ થાય છે, જેનો સ્પષ્ટ બોધ જાગવાના સમયે થાય છે. જેમકે જાગ્યા પછી આપણે કહીએ છીએ કે 'હું એવા સુખથી સૂતો કે કાંઈ ખબર ન હતી'; પરંતુ 'કાંઈ ખબર ન પડી'–આની તો ખબર હતી જ. તેથી 'કાંઈ ખબર ન હતી'–આ અહમ્‌નો અભાવ છે. આનું જ્ઞાન જેને છે, તે અહંરહિત સ્વરૂપ છે.

(૨) જીવ અનેક યોનિઓમાં જાય છે તો યોનિઓ બદલાય છે, શરીર બદલાય છે, પણ સ્વયં તે જ રહે છે. અલગ અલગ યોનિઓમાં અહમ્ પણ અલગ અલગ રહે છે, પણ સ્વયંની સત્તા બધી યોનિઓમાં

એક જ રહે છે.

'હું છું'–આ અહંસહિત સત્તા છે અને 'છે'–આ અહંરહિત સત્તા છે. સાધકે 'હું છું' ને ન જોઈને 'છે' માં જ તેણે રહેવું જોઈએ. 'હું' (અહમ્) તો 'તું', 'આ' અને 'તે' થઈ જાય છે, પણ 'છે' સદા 'છે' જ રહે છે. તાત્પર્ય છે કે 'હું' તો બદલાય છે પણ 'છે' હંમેશાં જેવો ને તેવો જ રહે છે. પરંતુ જ્યાં સુધી 'હું' રહે છે, ત્યાં સુધી 'છે'નો અનુભવ નથી થતો, બલકે 'છું' નો જ અનુભવ થાય છે. 'છું' માં 'હું' (અસત્)નો અંશ પણ છે અને 'છે' (સત્) નો અંશ પણ છે. પરંતુ 'હું' ની મુખ્યતા રહેવાને કારણે 'છે' ગૌણ થઈ જાય છે. તાત્પર્ય છે કે 'હું' નો સંસ્કાર મુખ્ય હોવાથી અંતઃકરણમાં 'હું' જ છવાયેલો રહે છે, જેથી 'છે' નો અનુભવ નથી થતો. આટલું જ નહિ, 'હું' ની મુખ્યતા હોવાથી 'છે' પણ 'હું' નો આશ્રિત દેખાય છે, જે વાસ્તવમાં છે નહિ. જ્યારે સાધક આ અનુભવ કરી લે છે કે 'હું' એકદેશીય, દૃશ્ય (દેખાવાવાળો) અને જ્ઞેય (જાણવામાં આવવાવાળો) છે, ત્યારે આકાશમાં તારાની જેમ 'હું' અલ્પ થઈ જાય છે અર્થાત્ 'હું' ની મુખ્યતા નાબૂદ થઈ જાય છે. મુખ્યતા નાબૂદ થવાથી 'હું' ગૌણ થઈ જાય છે અને 'છે' મુખ્ય થઈ જાય છે. 'છે' ની મુખ્યતા થવાથી 'હું' ની કૃત્રિમ સત્તા લુપ્ત થઈ જાય છે; કેમકે જે અલ્પ હોય છે તે મર્ત્ય હોય છે– **'યદલ્પં તન્મર્ત્યમ્'** (છાન્દોગ્ય. ૭ । ૨૪ । ૧). 'હું' ના નાબૂદ થવાથી 'છું' 'છે' માં ફેરવાઈ જાય છે જે પહેલાંથી જ છે :

**તેરા સાહિબ હૈ ઘટ માંહી, બાહર નૈના ક્યોં ખોલે ।**
**કહત કબીર સુનો ભાઈ સાધો, સાહિબ પાયા તૃણ-ઓલે ॥**

'હું' જ તૃણ છે, જેની ઓથમાં 'છે' છુપાયેલો છે ! આરીતે અહંકારરહિત સ્વરૂપના સાક્ષાત્કારને જ ઉપનિષદમાં કહે છે :

**આત્માનં ચેદ્ વિજાનીયાત્ અયમસ્મીતિ પૂરુષઃ ।**

(બૃહદા. ૪ । ૪ । ૧૨)

આ અહંરહિત ચિન્મય સત્તામાં ન દેશ છે, ન કાળ છે, ન વસ્તુ છે, ન ક્રિયા છે, ન વ્યક્તિ છે, ન ઘટના છે, ન પરિસ્થિતિ છે, ન અવસ્થા છે. ન જડ છે, ન ચેતન છે, ન સ્થાવર છે, ન જંગમ છે, ન લોક છે, ન પરલોક છે, કાંઈ નથી, માત્ર ચિન્મય સત્તામાત્ર છે. આ ચિન્મય સત્તામાં બધાની સ્વાભાવિક સ્થિતિ છે. સત્તામાં સ્વતઃસ્વાભાવિક સ્થિતિને જ પરમ વિશ્રામ, સહજ સમાધિ, સહજાવસ્થા* વગેરે નામોથી કહેવામાં આવે છે. સહજાવસ્થા સ્વતઃસિદ્ધ છે. તેમાં ન પ્રયત્ન છે, ન અપ્રયત્ન છે; ન કરવાનું છે, ન નથી કરવાનું છે; ન સંયોગ છે, ન વિયોગ છે; ન ભાવ છે, ન અભાવ છે; ન સ્થિરતા છે, ન ચંચળતા છે; ન આવવાનું છે, ન જવાનું છે, આ સહજાવસ્થા ક્યારેય બનતી-બગડતી નથી. ચાહે મહાપ્રલય થઈ જાય, ચાહે મહાસર્ગ થઈ જાય, ચાહે કરોડો બ્રહ્માજી વીતી જાય, પણ સહજાવસ્થા જેવી ને તેવી રહે છે :

**ઈદં જ્ઞાનમુપાશ્રિત્ય મમ સાધર્મ્યમાગતાઃ ।**
**સર્ગેડપિ નોપજાયન્તે પ્રલયે વ્યથન્તિ ચ ॥(ગીતા ૧૪ । ૨)**

'આ જ્ઞાનનો આશ્રય લઈને જે મનુષ્યો મારી સધર્મતાને પ્રાપ્ત થઈ ગયા છે, તેઓ મહાસર્ગમાં પણ પેદા નથી થતા અને મહાપ્રલયમાં પણ વ્યથિત નથી થતા.'

ભગવાને ઘણી માર્મિક વાત કહી છે :

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।** (ગીતા ૨ । ૧૬)

'અસત્‌ની સત્તા વિદ્યમાન નથી અર્થાત્ અસત્ નિત્ય-નિરંતર નિવૃત્ત છે અને સત્‌નો અભાવ વિદ્યમાન નથી અર્થાત્ સત્ નિત્ય-નિરંતર પ્રાપ્ત છે.'

સત્તા એકમાત્ર સત્-તત્ત્વની જ છે. અસત્‌ની સત્તા છે જ નહિ. સત્-જ-સત્ છે, અસત્ છે જ નહિ. જે નિરંતર બદલાઈ રહ્યું છે તથા

* વાસ્તવમાં સહજાવસ્થા કોઈ અવસ્થા નથી, પણ તે તત્ત્વને સમજવાને માટે પોતાની ભાષાથી તેને સહજાવસ્થા કહી દે છે. હકીકતમાં ભાષા ત્યાં સુધી પહોંચતી જ નથી.

નાશની તરફ જઈ રહ્યું છે તે અસત્‌ની સત્તા હોઈ શકે જ કેવી રીતે ? જે પણ સત્તા અને મહત્તા જોવામાં આવે છે, તે બધી સત્‌ને કારણે જ છે. એક માર્મિક વાત છે કે સત્ જ અસત્ ને સત્તા આપે છે. કારણ કે સત્ અસત્‌નું વિરોધિ નથી બલકે સત્‌ની જિજ્ઞાસા અસત્‌ની વિરોધી છે. તે માટે જ્ઞાની મહાપુરુષ અજ્ઞાનીથી દ્વેષ નથી કરતા, બલકે તેનો આદર કરે છે. બ્રહ્માજી ભગવાનને કહે છે :

**તસ્માદિદં જગદશેષમસત્સ્વરુપં**
**સ્વપ્નાભમસ્તધિષણં પુરુદુઃખદુઃખમ્ ।**
**ત્વય્યેવનિત્યસુખબોધતનાવનન્તે**
**માયાત ઉદ્યદપિ યત્ સદિવાવભાતિ ॥**

(શ્રીમદ્‌ભા૦ ૧૦ । ૧૪ । ૨૨)

'આ સઘળું જગત સ્વપ્નની જેમ અસત્ય, અજ્ઞાનરૂપ તથા દુઃખ પર દુઃખ આપવાવાળું છે. આપ પરમાનંદ, જ્ઞાનસ્વરૂપ તથા અનંત છો. આ માયાથી ઉત્પન્ન અને માયામાં વિલીન થવા છતાં પણ આપનામાં આપની સત્તાથી સત્યના સમાન પ્રતીત થાય છે.'–

જો આ અસત્ (સૃષ્ટિ)ની સત્તાને માનીએ તો પણ તેનું સનાતન તથા અવ્યય બીજ* સત્ જ છે :

**બીજં માં સર્વભૂતાનાં વિદ્ધિ પાર્થ સનાતનમ્ ।**

(ગીતા ૭ । ૧૦)

**પ્રભવઃ પ્રલયઃ સ્થાનં નિધાનં બીજમવ્યયમ્ ॥**

(ગીતા ૯ । ૧૮)

* બીજ વૃક્ષથી પેદા થાય છે અને વૃક્ષને પેદા કરીને પોતે નષ્ટ થઈ જાય છે. પરંતુ પરમાત્મામાં આ બન્નેય દોષ નથી–એ બતાવવાને માટે અહીં 'સનાતન' (૭ । ૧૦) અને 'અવ્યય' (૯ । ૧૮) શબ્દ આપ્યા છે. તાત્પર્ય છે કે 'સનાતન' હોવાથી પરમાત્મા ઉત્પન્ન નથી થતા અને 'અવ્યય' હોવાથી પરમાત્મા અનંત સૃષ્ટિઓ ઉત્પન્ન કરીને પણ પોતે જેમના તેમ જ રહે છે.

જો અસત્‌ની સત્તા ન માનીએ, તો તેનું બીજ પણ નથી, બલકે માત્ર સત્-જ-સત્ છે–**'વાસુદેવઃ સર્વમ'**.

સત્-તત્ત્વમાં ન આકર્ષણ છે, ન વિકર્ષણ; ન ઉપરતિ છે ન આસક્તિ; ન સકામભાવ છે, ન નિષ્કામભાવ છે ન પૂર્ણતા છે,ન અપૂર્ણતા; કેવળ સત્ જ સત્ છે. આકર્ષણ-વિકર્ષણ, ઉપરતિ-આસક્તિ વગેરે બધું સાપેક્ષ છે, પણ તત્ત્વ નિરપેક્ષ છે. તેથી સાધકની દૃષ્ટિ સત્‌ની તરફ જ રહેવી જોઈએ. જેની સત્તા જ નથી, તેની તરફ શું જોવું ?

જ્યારે સત્‌ના સિવાય કાંઈ છે જ નહિ, તો પછી આમાં શું અભ્યાસ કરવો ? શું ચિંતન કરવું ? આમાં ન કાંઈ કરવાનું છે, ન કાંઈ વિચારવાનું છે, ન કાંઈ નિશ્ચય કરવાનો છે, ન કાંઈ પ્રાપ્ત કરવાનું છે અને ન કાંઈ નિવૃત્ત કરવાનું છે. તેથી અસત્‌ની નિવૃત્તિ કરવાની જ નથી; કારણ કે અસત્ નિત્યનિવૃત્ત છે અને સત્‌ની પ્રાપ્તિ કરવાની જ નથી; કેમકે સત્ નિત્ય-નિરંતર પ્રાપ્ત છે–એવો વિચાર કરીને ચૂપ થઈ જઈએ, કાંઈ પણ ચિંતન ન કરીએ. ન સંસારનું ચિતન કરવું, ન પરમાત્માનું ચિંતન કરવું; કેમકે ચિંતન કરવાથી આપણે સંસારની સાથે જોડાઈએ છીએ અને પરમાત્માથી દૂર થઈએ છીએ. તેથી ચિંતન નથી કરવાનું, બલકે ચિંતન કરવાની શક્તિ જેનાથી પ્રકાશિત થાય છે તેમાં સ્વતઃ સિદ્ધ સ્થિતિનો અનુભવ કરવાનો છે. જે જ્ઞાનની અંતર્ગત વૃત્તિઓ દેખાય છે, તે જ્ઞાનમાં સ્વતઃસિદ્ધ સ્થિતિનો અનુભવ કરવાનો છે. આપોઆપ કોઈ ચિંતન, સ્ફૂરણા આવી જાય તો તેની તરફ ખ્યાલ ન કરીને તેની ઉપેક્ષા કરી દેવી. જેમ જળના સ્થિર (શાંત) થવાથી તેમાં ભળેલી માટી આપોઆપ નીચે બેસી જાય છે, એવી જ રીતે ચૂપ થવાથી બધા વિકાર આપોઆપ શાંત થઈ જાય છે, અહમ્ ગળી જાય છે અને વાસ્તવિક તત્ત્વ(અહંરહિત સત્તા)નો અનુભવ થઈ જાય છે.



# ૫. સહજનિવૃત્તિ અને સ્વતઃપ્રાપ્તિ

જેને સાધક કરવા ચાહે છે, તે આપોઆપ જ થઈ રહ્યું છે. જેમ, તે સંસારની નિવૃત્તિ કરવા ચાહે છે તો સંસારની સહજ-નિવૃતિ નિરંતર થઈ રહી છે અને તે પરમાત્માને પ્રાપ્ત કરવા ચાહે છે તો પરમાત્મા સ્વતઃપ્રાપ્ત છે.

એક વિભાગ જડ પ્રકૃતિ(શરીર તથા સંસાર)નો છે અને એક વિભાગ ચેતન તત્ત્વ(જીવાત્મા તથા પરમાત્મા)નો છે. પ્રકૃતિની સહજ-નિવૃત્તિ છે અને તત્ત્વની સ્વતઃપ્રાપ્તિ છે.

પ્રકૃતિમાં નિરંતર પરિવર્તનરૂપ ક્રિયા થઈ રહી છે. તે કોઈ પણ અવસ્થામાં અક્રિય નથી રહેતી. પ્રવૃતિ અને નિવૃત્તિ અથવા સર્ગ-મહાસર્ગ અને પ્રલય-મહાપ્રલય–બંન્નેય અવસ્થાઓમાં પ્રકૃતિની ક્રિયાશીલતા (સહજ નિવૃત્તિ) જેવી ને તેવી જ રહે છે. તેથી તેની પ્રતીતિ તો થાય છે, પણ પ્રાપ્તિ થતી નથી. તાત્પર્ય છે કે પોતાનું શરીર તથા સ્ત્રી, પુત્ર, ધન, જમીન, મકાન વગેરે પહેલાં પણ આપણી સાથે ન હતા, પછી પણ આપણી સાથે નહિ રહેશે તથા હાલમાં પણ નિત્ય-નિરંતર આપણથી વિખૂટા પડી રહ્યાં છે. પરંતુ તત્ત્વની સ્વતઃપ્રાપ્તિ છે; કેમકે તે કદી પણ આપણાથી વિખૂટું પડતું નથી જેમ આ સૌનો અનુભવ છે કે બાળપણમાં આપણું શરીર જેવું હતું, તેવું હાલમાં નથી, બિલકુલ વિખૂટું પડી ગયું અને હાલ પણ નિરંતર વિખૂટું થઈ રહ્યું છે; પરંતુ આપણે સ્વયં તે જ છીએ, જે બાળપણમાં હતા. તેથી જે નિરંતર વિખૂટું થઈ રહ્યું છે, તે અસત્ છે તથા તેની સહજનિવૃત્તિ છે અને જે તે જ છે, કદી વિખૂટું પડતું નથી, તે સત્

છે તથા તેની સ્વતઃપ્રાપ્તિ છે.

અસત્‌ની સહજનિવૃત્તિ છે અર્થાત્ તેની નિવૃત્તિ કરવી નથી પડતી, બલકે તે આપોઆપ નિરંતર નિવૃત્તિ થઈ રહ્યું છે. આ સહજનિવૃત્તિ સ્વતઃસિદ્ધ છે. આ સહજનિવૃત્તિનો કદી અભાવ થતો નથી, આમાં કદી બાધા પડતી જ નથી, આમાં કદી વિશ્રામ થતો જ નથી.

જેમ પૃથ્વી પોતાની ધરી પર નિરંતર ફરી રહી છે, એવી જ રીતે જોવા-સાંભળવા–સમજવામાં જે સંસાર આવે છે, તેની નિરંતર નિવૃત્તિ થઈ રહી છે. સંસાર માત્ર નિરંતર અભાવમાં જઈ રહ્યો છે. ચાહે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય હોય, ચાહે જન્મ, જીવન અને મરણ હોય, ચાહે બાળક, યુવાન અને વૃદ્ધાવસ્થા હોય, સહજનિવૃતિ જેમની તેમ છે. ગમે તેની પ્રવૃત્તિમાં પણ સહજનિવૃત્તિ જેમની તેમ છે, ભલે તેનું ભાન ન હોય.

સત્‌ની સ્વતઃપ્રાપ્તિ છે. સત્ કદી અપ્રાપ્ત થયું જ નથી, અપ્રાપ્ત છે જ નહિ, અપ્રાપ્ત થશે જ નહિ, અપ્રાપ્ત થવું સંભવ જ નથી. તે બધા દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિતિ, ઘટના વગેરેમાં જેવું ને તેવું પરિપૂર્ણ છે. સત્‌ની પ્રાપ્તિ સ્વતઃસિદ્ધ છે, કરવી જ નથી પડતી. પાપીથી પાપી, અજ્ઞાનીમાં અજ્ઞાની મનુષ્ય હોય અથવા પુણ્યાત્મા, તત્ત્વજ્ઞ, જીવનમુક્ત, ભગવત્ પ્રેમી, મહાપુરુષ હોય, સત્ (સ્વતઃપ્રાપ્ત તત્ત્વ) કોઈને પણ અપ્રાપ્ત નથી. ફરક માત્ર એટલો છે કે અજ્ઞાની તેનો અનુભવ નથી કરતો અને જ્ઞાની તેનો અનુભવ કરે છે, પ્રાપ્તને અપ્રાપ્ત અને અપ્રાપ્તને માની લીધું–એ ભૂલને કારણે જ સ્વતઃપ્રાપ્તનો અનુભવ નથી થતો.

જેની નિરંતર સહજનિવૃત્તિ છે, તેનું સુખ લોલુપતાપૂર્વક આકર્ષણ જ સ્વતઃપ્રાપ્તના અનુભવમાં ખાસ બાધક છે, આકર્ષણનું કારણ છે–

અસત્‌ની સત્તા અને મહત્તા જે આપણી જ આપેલી છે. અગર આપણે અસત્‌ને સત્તા અને મહત્તા ન આપીએ તો તેની તાકાત નથી કે તે આપણને પોતાની તરફ આકર્ષિત કરી શકે. જેમ અગાઉ ભોગવેલા ભોગોની યાદ આવે છે તો એક સુખનો અનુભવ થાય છે અને દુઃખની યાદ આવે છે તો દુઃખનો અનુભવ થાય છે. સુખ-દુઃખના તે ભોગ હાલમાં નથી, તેનો વર્તમાનમાં બધી રીતે અભાવ છે, છતાં પણ તેના ચિંતનમાત્રથી સુખ અથવા દુઃખ મળે છે. આથી સિદ્ધ થયું કે આપણે તેને સત્તા અને મહત્તા આપી છે જે અભાવરૂપ છે ! જો સત્તા અને મહત્તા ન આપીએ તો જેનો હાલમાં અભાવ છે, તે ભૂતકાળના ચિંતનથી સુખ અથવા દુઃખ નથી થતું.

જેમ ભૂતકાળની વસ્તુ વર્તમાનમાં અપ્રાપ્ત છે, એવી જ રીતે વર્તમાનમાં મળેલી વસ્તુ પણ અપ્રાપ્ત જ છે ! મળેલી વસ્તુ નિરંતર વિખૂટી થઈ રહી છે. જેમ ભૂતકાળની વસ્તુની યાદ આવી અને ભૂલાઈ ગઈ, એવી જ રીતે વર્તમાનની વસ્તું મળી ગઈ અને વિખૂટી થઈ ગઈ—બન્નેમાં શું ફરક થયો ? તેની પ્રાપ્તિ સિદ્ધ નથી થતી, બલકે નિવૃત્તિ જ સિદ્ધ થાય છે.

એ નિયમ છે કે જે કોઈ પણ જગાએ અપ્રાપ્ત છે તે બધી જગાએ અપ્રાપ્ત છે. જે કોઈ પણ સમયે અપ્રાપ્ત છે, તે સદા અપ્રાપ્ત જ છે. જે કોઈ પણ વસ્તુમાં અપ્રાપ્ત છે તે બધી વસ્તુઓમાં અપ્રાપ્ત છે. જે કોઈ પણ મનુષ્યને અપ્રાપ્ત છે તે બધા મનુષ્યોને અપ્રાપ્ત છે. જે કોઈ પણ અવસ્થામાં અપ્રાપ્ત છે તે બધી અવસ્થાઓમાં અપ્રાપ્ત છે. જે કોઈ પણ પરિસ્થિતિમાં અપ્રાપ્ત છે તે બધી પરિસ્થિતિમાં અપ્રાપ્ત છે. તાત્પર્ય છે કે જે કોઈ પણ દેશ, કાળ,વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિત વગેરેમાં અપ્રાપ્ત છે, તે ક્યાંય પ્રાપ્ત નથી; કારણ કે મળેલું નિરંતર વિખૂટું પડી રહ્યું છે. તેથી વાસ્તવમાં સંસાર કદી

પ્રાપ્ત થયો નથી, પ્રાપ્ત છે નહિ, પ્રાપ્ત થશે નહિ, પ્રાપ્ત થવો સંભવ જ નથી. જેની નિરંતર સહજનિવૃત્તિ છે, તેની પ્રાપ્તિ થઈ શકે છે જ કેવી રીતે ?

સંસારમાં રાગ હોવાને કારણે જ સહજનિવૃત્તિમાં પણ પ્રવૃતિ દેખાય છે, અપ્રાપ્ત પણ પ્રાપ્ત દેખાય છે. જેમ આપણી ઉંમર પ્રતિક્ષણ નાશ પામી રહી છે, શરીર પ્રતિક્ષણ મરી રહ્યું છે; પરંતુ અસત્‌માં રાગને કારણે આપણને દેખાય છે કે આપણે (શરીરથી) જીવી રહ્યા છીએ.

અસત્ ના રાગના કારણે જ આ કહેવું પડે છે છે કે સહજનિવૃત્તિ નિરંતર થઈ રહી છે. વાસ્તવમાં તો સંસાર સહજનિવૃત્ત, સ્વતઃનિવૃત્ત, નિત્યનિવૃત્ત જ છે. ભગવાને કહ્યું છે :

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।**
**ઉભયોરપિ દ્રૃષ્ટોઽન્તસ્ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ ॥**

(ગીતા ૨ ।૧૬)

'અસત્‌નો ભાવ (સત્તા) વિદ્યમાન નથી, અને સત્તનો અભાવ વિદ્યમાન નથી. તત્ત્વદર્શી મહાપુરુષોઓએ આ બન્નેયનો અંત જ અર્થાત્ (તત્ત્વ) જોયું છે.'

જે નિવૃત્ત છે, તે 'અસત્' છે અને તે કદી પ્રાપ્ત નથી થતું. જે પ્રાપ્ત છે, તે 'સત્' છે અને તે કદી નિવૃત્ત નથી થતું. નિવૃત્તિનો નિત્યવિયોગ છે. અને પ્રાપ્તનો નિત્યયોગ છે. અસત્‌નો કેવળ અભાવ જ અભાવ છે અને આ અભાવનો કદી અભાવ (નાશ) નથી થતો. સત્‌નો કેવળ ભાવ જ ભાવ છે અને આ ભાવનો કદી અભાવ નથી થતો. અસત્ અસત્ જ છે અને સત્ સત્ જ છે. અસત્ છે જ નહિ અને સત્ છે જ ! તત્ત્વજ્ઞ મહાપુરુષોએ સત્ અને અસત્ બન્નેયનું તત્ત્વ જોયું છે. તાત્પર્ય છે કે સત્‌નું તત્ત્વ પણ સત્ છે અને અસત્‌નું

તત્ત્વ પણ સત્ છે અર્થાત્ બંન્નેનું તત્ત્વ સત્ (સત્તામાત્ર) જ છે.

અસત્‌ને સત્તા આપવાથી જ નિવૃત્ત (સહજનિવૃત્તિ) અને પ્રાપ્ત (સ્વતઃપ્રાપ્ત)–આ બે વિભાગ કહેવાય છે. અસત્‌ને સત્તા ન આપીએ તો ન નિવૃત્ત છે ન પ્રાપ્ત છે, બલકે સત્તા માત્ર જેવી ને તેવી જ છે. બીજા શબ્દોમાં, જ્યાં સુધી અસત્‌ની સત્તા છે, ત્યાં સુધી વિવેક છે. અસત્‌ની સત્તા નાબૂદ થવાથી વિવેક જ તત્ત્વજ્ઞાનમાં ફેરવાઈ જાય છે, કેમકે જ્યારે અસત્‌ની સત્તા છે જ નહિ, તો પછી સત્ જ બાકી રહેશે. આને ગીતાએ **'વાસુદેવઃ સર્વમ્'** કહ્યું છે.

જેવું છે, તેવું જાણી લેવાનું નામ 'જ્ઞાન' છે. છે કાંઈક જુદી રીતનું અને જાણીએ કાંઈક જુદી રીતેનું એનું નામ 'અજ્ઞાન' છે. જેમ, સંસારની નિરંતર સહજનિવૃત્તિ થઈ રહી છે એવું જાણવું જ્ઞાન છે અને સંસાર પ્રાપ્ત છે એવું જાણવું અજ્ઞાન છે. પરમાત્મતત્ત્વ સ્વતઃપ્રાપ્ત છે એવું જાણવું જ્ઞાન છે અને પરમાત્મતત્ત્વ અપ્રાપ્ત છે એવું જાણવું અજ્ઞાન છે. તેથી સાધકને માટે ખાસ વાત એ છે કે તે 'સંસારની નિરંતર સહજનિવૃત્તિ થઈ રહી છે અને તત્ત્વ સૌને સ્વતઃપ્રાપ્ત છે' આ જ્ઞાન (વિવેક)ને મહત્ત્વ આપે. મહત્ત્વ આપવાથી આ જ્ઞાન જ તત્ત્વજ્ઞાન સુધી પહોંચી જશે અને અજ્ઞાન બધી રીતે નાબૂદ થઈ જશે.

**પ્રશ્ન :** સંસારની નિરંતર સહજનિવૃત્તિ થઈ રહી છે આ તો પ્રત્યક્ષ દેખાય છે, પણ તત્ત્વ સ્વતઃપ્રાપ્ત છે આ કેવી રીતે દેખાય ?

**ઉત્તર :** જે જ્ઞાનની અંતર્ગત સહજનિવૃત્તિ દેખાય છે, તે જ્ઞાન નિરંતર સ્વતઃપ્રાપ્ત છે. કારણ કે નિરંતર નાબૂદ થવાવાળાને નાબૂદ થવાવાળો નથી જોઈ શકતો, બલકે રહેવાવાળો જ જોઈ શકે છે. જવાવાળોનો અનુભવ જવાવાળાને નથી થઈ શકતો, બલકે, રહેવાવાળાને જ થઈ શકે છે. વિનાશીનો અનુભવ વિનાશીને નથી

થઈ શકતો, બલકે અવિનાશીને જ થઈ શકે છે. બદલાવાવાળાને બદલવાવાળો નથી જાણી શકતો, બલકે ન બદલવાવાળો જ જાણી શકે છે. સીમિતનું જ્ઞાન સીમિતને નથી થઈ શકતું, બલકે અસીમને જ થઈ શકે છે.

જાણવાવાળાનો વિભાગ અલગ છે અને જાણવામાં આવવાવાળાનો વિભાગ અલગ છે. જાણવાવાળો 'સત્' છે અને જાણવામાં આવવાવાળું 'અસત્' છે. ન બદલાવાવાળું 'સત્' છે અને બદલાવાવાળું 'અસત્' છે. તેથી જેનાથી સહજનિવૃત્તિ દેખાય છે તે જ સ્વતઃપ્રાપ્ત છે અને તે જ આપણું સ્વરૂપ છે.

જોવાવાળો 'છે' છે અને દેખાવાવાળો 'નથી' છે. આ માટે કહ્યું છે :

**હૈ સો સુન્દર હૈ સદા, નહિં સો સુન્દર નાહિં ।**
**નહિં સો પરગટ દેખિયે, હૈ સો દીખે નાહિં ॥**

'નથી' ને 'છે' માનવાથી દૃષ્ટિ 'નથી'માં જ અટકી જાય છે, 'છે' સુધી પહોચતી જ નથી. પછી 'છે' કેવી રીતે દેખાય ? સાધકે એવું કરવું જોઈએ કે તે જે જ્ઞાનની અંતર્ગત 'નથી' દેખાઈ રહ્યું હોય, તે જ્ઞાનમાં સ્થિર અર્થાત્ ચૂપ થઈ જાય. પછી જે હાલ નથી દેખાતું, તે દેખાવા લાગી જશે ! સંસારમાં જાત જાતની ક્રિયાઓ થઈ રહી છે, વ્યવહાર થઈ રહ્યો છે, પરિવર્તન થઈ રહ્યું છે, પરંતુ બધુ જેની અંતર્ગત થઈ રહ્યું છે, તે 'છે' માં ક્રિયા, વ્યવહાર, પરિવર્તન વગેરે કાંઈ નથી. તે નિત્ય સત્તા ('છે') જેવી ને તેવી છે. કોઈ જન્મી રહ્યું છે, કોઈ મરી રહ્યું છે; કોઈ આવી રહ્યું છે, કોઈ જઈ રહ્યું છે, કોઈ હસી રહ્યું છે, કોઈ રડી રહ્યું છે; કોઈ સુખી છે, કોઈ દુઃખી છે; કોઈ ક્રોધી છે, કોઈ શાંત છે; કોઈ ભોગમાં લાગ્યું છે, કોઈ યોગમાં લાગ્યું છે; કોઈ બોલી રહ્યું છે, કોઈ ચૂપ

બેસી રહ્યું છે; કોઈ જાગી રહ્યું છે, કોઈ સૂઈ રહ્યું છે; પણ આ બધામાં એક જ સત્તા સમાનરૂપથી જેવી ને તેવી પરિપૂર્ણ છે. તે સત્તામાં કદી કિંચિત પણ કોઈ ફરક નથી પડતો. તેથી મર્યાદાપૂર્વક બધો વ્યવહાર કરતા રહીને પણ સાધકની દૃષ્ટિ તે સમરૂપ સત્તા પર જ રહેવી જોઈએ. ગીતામાં આવ્યું છે :

**વિદ્યાવિનયસમ્પન્ને બ્રાહ્મણે ગવિ હસ્તિનિ ।**
**શુનિ ચૈવ શ્વપાકે ચ પંડિતાઃ સમદર્શિનઃ ॥**

(૫ । ૧૮)

'જ્ઞાની મહાપુરુષ વિદ્યા-વિનયયુક્ત બ્રાહ્મણમાં અને ચંડાળમાં તથા ગાય, હાથી અને કૂતરામાં પણ સમરૂપ પરમાત્માને જોવાવાળા હોય છે !'

**સમં સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્તં પરમેશ્વરમ્ ।**
**વિનશ્યત્સ્વવિનશ્યન્તં યઃ પશ્યતિ સ પશ્યતિ ॥**

(૧૩ । ૨૭)

'જે નષ્ટ થઈ રહેલાં સઘળાં પ્રાણીઓમાં પરમાત્માને નાશ-રહિત તથા સમાનરૂપથી રહેલા જુએ છે, તે જ વાસ્તવમાં સાચું જુએ છે.'

આ નિત્ય સત્તા જ કર્મયોગથી દૃષ્ટિથી 'અકર્મ' છે, જ્ઞાન યોગની દૃષ્ટિથી 'આત્મા' છે અને ભક્તિયોગની દૃષ્ટિથી 'ભગવાન' છે. આ માટે કર્મયોગી કર્મમાં અકર્મને તથા અકર્મમાં કર્મને જુએ છે :

**કર્મણ્યકર્મ યઃ પશ્યેદકર્મણિ ચ કર્મ યઃ ।**

(ગીતા ૪ । ૧૮)

જ્ઞાનયોગી સઘળાં પ્રાણીઓમાં આત્માને તથા આત્મામાં સઘળાં પ્રાણીઓને જુએ છે :

**સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ ।**

(ગીતા ૬ । ૨૯)

ભક્તિયોગી બધામાં ભગવાનને તથા ભગવાનમાં બધાને જુએ છે :

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**

(ગીતા ૬ । ૩૦)

તાત્પર્ય છે કે કર્મયોગી સઘળાં કર્મોમાં એક અકર્મ(કર્મની સાથે સંબંધનો અભાવ અર્થાત્ નિર્લિપ્તતા)ને જ જુએ (અનુભવ કરે) છે, જ્ઞાનયોગી સઘળાં પ્રાણીઓમાં એક આત્માને જ જુએ છે અને ભક્તયોગી બધામાં એક ભગવાનને જ જુએ છે. કર્મયોગી કર્મ અને કર્મફળની સાથે સંબંધ ન રાખીને માત્ર બીજાઓના હિતને માટે બધાં કર્મ કરે છે. તેથી તેને કર્મોની સાથે સંબંધના અભાવનો અર્થાત્ નિર્લિપ્તતાનો અનુભવ થઈ જાય છે. જેમ મનમાં કદીક હરિદ્વારનું મન થાય છે ક્યારેક કોલકાતાનું ચિંતન થાય છે અને મનમાં ત્યાંની અલગ-અલગ વસ્તુઓ, પ્રાણી વગેરે દેખાવા લાગે છે તો તે બધું મન જ બનેલું હોય છે. મનોરાજ્યમાં એક મનના સિવાય કોઈ પણ પ્રાણી-પદાર્થ સત્તા નથી. એવી જ રીતે જ્ઞાનયોગીની દૃષ્ટિમાં એક આત્માના સિવાય બીજા કોઈની પણ સ્વતંત્ર સત્તા નથી રહેતી. જેમ બ્રહ્માજીએ ગોવાળ બાળકોને અને વાછરડાઓને ચોરી લીધાં તો ભગવાન શ્રીકૃષ્ણ જ ગોવાળ બાળકો અને વાછરડાં વગેરે અનેક રૂપોમાં થઈ ગયા. ભગવાનની આ લીલાની ખબર કોઈને પણ નહિ પડી. એક દિવસ ગાયો પોતાનાં વાછરડાંની તરફ અને ગોવાળોને પોતાનાં બાળકોની તરફ અપૂર્વ સ્નેહ જોઈને બળદેવજીને શંકા થઈ તો તેમણે જોયું કે એક ભગવાન શ્રીકૃષ્ણ જ વાછરડાઓ અને ગોવાળ બાળકોના રૂપમાં બનેલા છે. એવી જ રીતે ભક્તિયોગી બધાં રૂપોમાં

ભગવાનને જ જુએ છે અર્થાત્ તેની દૃષ્ટિમાં એક ભગવાનના સિવાય બીજા કોઈની પણ સ્વતંત્ર સત્તા નથી રહેતી.

ચાહે અકર્મ કહીએ, ચાહે આત્મા કહીએ અને ચાહે ભગવાન કહીએ, તત્ત્વથી ત્રણે એક (બોધસ્વરૂપ સત્તામાત્ર) જ છે. તે ચિન્મય સત્તા ('છે')ની તરફ દૃષ્ટિ, લક્ષ્ય ચાલ્યું જાય–આ જ તેની પ્રાપ્તિ છે ! પછી કોઈ પણ દોષ, વિકાર દેખાય તો સાધકે ગભરાવું નહિ જોઈએ. જેમ સાપને જોઈને આપણે ડરી ગયા, પણ તે સમયે ખબર પડી કે આ તો દોરડું છે. દોરડાની ખબર પડવાથી પણ થોડો સમય સુધી ભયની અસર રહે છે, હાથો કાંપતા રહે છે, હૃદય ધડકતું રહે છે. પરંતુ આ કંપ અને ધડકન આપોઆપ શાંત થઈ જાય છે. એવી જ રીતે સાધકની દૃષ્ટિ એક 'છે' પર જ રહે તો બધા વિકાર આપોઆપ શાંત થઈ જશે. તે 'છે' એટલું નક્કર છે કે તેમાં બીજી કોઈ ચીજ પ્રવેશ કરી જ શકતી નથી. તેમાં કોઈ શંકા વગેરેને માટે સ્થાન જ નથી. જ્યારે આપણી દૃષ્ટિ ત્યાં નહિ હતી, ત્યારે પણ તે 'છે' જેવું ને તેવું પરિપૂર્ણ હતું અને ત્યાં દૃષ્ટિ જવાથી પણ તે જેવું ને તેવું પરિપૂર્ણ છે

**દૌડ સકે તો દૌડ લે, જબ લગિ તેરી દૌડ ।**
**દૌડ થક્યા ધોખા મિટ્યા, વસ્તુ ઠૌડ-કી-ઠૌડ ॥**

આ વાતને અર્જુને કહી છે–**'નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા'** (ગીતા ૧૮ । ૭૩) 'મારો મોહ નષ્ટ થઈ ગયો છે તથા સ્મૃતિ પ્રાપ્ત થઈ ગઈ છે.'

ભૂલ નાબૂદ થવાનું નામ 'સ્મૃતિ' છે. ભૂલ જાણેલાની જ થાય છે અને જાણવાની અંતર્ગત પ્રકાશિત થાય છે. જેની સત્તા વિદ્યમાન નથી, તેને વિદ્યમાન માની લીધું એ ભૂલ છે. ભૂલને ભૂલરૂપથી જાણતા જ ભૂલ નાબૂદ થઈ જાય છે અને સ્મૃતિ પ્રાપ્ત થઈ જાય છે. આ

સ્મૃતિની પછી કદી વિસ્મૃતિ નથી થતી, **'યજ્જ્ઞાત્વા ન પુનર્મોહમેવં યાસ્યસિ પાંડવ'** (ગીતા ૪ । ૩૫). કારણ કે સ્મૃતિ અર્થાત્ બોધ એક જ વાર થાય છે અને સદાને માટે થાય છે. તાત્પર્ય છે કે બોધની આવૃતિ નથી થતી. બોધ એક વાર અનુભવમાં, દૃષ્ટિમાં આવી ગયો તો સદાને માટે આવી જ ગયો ! હકીકતમા બોધનો અભાવ વિદ્યમાન જ નથી અર્થાત્ બોધ સ્વતઃપ્રાપ્ત છે અને તેને જાણવાવાળો કોઈ બીજો નથી. જ્યાં સુધી બોધને જાણવાવાળો બીજો કોઈ છે, ત્યાં સુધી હકીકતમાં બોધ થયો જ નથી. સ્વયં બોધરૂપ છે અને તેને જાણવાવાળો પણ સ્વયં જ છે, જેમકે અર્જુને ભગવાનને માટે કહ્યું છે–**'સ્વયમેવાત્મનાત્માનં વેત્થ ત્વં પુરુષોત્તમ'** (ગીતા ૧૦ । ૧૫) 'હે પુરુષોત્તમ ! આપ સ્વયં જ પોતાની જાતથી પોતાની જાતને જાણો છો.'

**પ્રશ્ન :** બોધ સ્વતઃપ્રાપ્ત કેવી રીતે છે ?

**ઉત્તર :** આ પ્રત્યક્ષ અનુભવની વાત છે કે નાશવાન આપણા જાણવામાં આવે છે અને આપણે તેને જાણવાવાળા છીએ. અહમ્ આપણા જાણવામાં આવે છે અને આપણે તેને જાણવાવાળા છીએ. વિકાર આપણા જાણવામાં આવે છે અને આપણે તેને જાણવાવાળા છીએ. દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિતિ, ઘટના વગેરે બધાનો અભાવ આપણા જાણવામાં આવે છે પણ પોતાનો (સ્વયંનો) અભાવ કદી આપણા જાણવામાં નથી આવતો. જે જાણવામાં આવે છે તે આપણાથી અલગ છે અને જે જાણે છે તે આપણું સ્વરૂપ છે. જે જાણવામાં આવે છે, તે અસત્ છે તથા તેની સત્તા વિદ્યમાન નથી અને જે જાણવાવાળો છે, તે સત્ છે તથા તેનો અભાવ વિદ્યમાન નથી. તેથી જાણવામાં આવવાવાળો તથા જાણવાવાળો–બન્નેનો વિભાગ બિલકુલ અલગ અલગ છે–આ ખરેખરી વાત આપણા

જાણવામાં આવી ગઈ, અનુભવમાં આવી ગઈ, દૃષ્ટિમાં આવી ગઈ, તો પછી આમાં શું અભ્યાસ છે ? આપણે એક નદીને જોઈ રહ્યા છીએ અને એક જાણકાર માણસે બતાવ્યું કે આ ગંગાજી છે, તો હવે આમાં શું અભ્યાસ છે ? આ ગંગાજી છે—આ જ્ઞાન એક જ વાર થશે, વારંવાર નહિ થશે અને સદાને માટે થશે. કારણ કે સાચી વાત ક્યારેય કાચી નથી હોઈ શકતી અને કાચી વાત ક્યારેય સાચી નથી હોઈ શકતી. સાચીવાતનો સ્વીકાર કરવામાં શું પરિશ્રમ છે ? અભ્યાસ તો દૃઢ-અદૃઢ થાય છે, પણ સાચી વાતની સ્વીકૃતિ કદી અદૃઢ થતી જ નથી. તાત્પર્ય આ થયું કે બોધ તો સ્વતઃપ્રાપ્ત છે, પણ આપણા જૂના સંસ્કાર, જૂની માન્યતાઓ તેમાં બાધક થઈ રહી છે જે અસત્-રૂપ છે અને સત્તારૂપથી માનેલી છે; જેમકે બધાં કામ ધીરે ધીરે, સમયે થાય છે, પછી બોધ તત્કાળ કેવી રીતે થઈ જશે ? અનાદિકાળનું અજ્ઞાન આટલું જલદી કેવી રીતે નાબૂદ થઈ જશે ! વગેરે વગેરે આ બધો આપણો વહેમ છે. એક ગુફામાં લાખો વર્ષથી અંધારું હોય અને તેમાં દીવો સળગાવી દેવામાં આવે તો અંધારું દૂર થવામાં પણ લાખો વર્ષ લાગશે ?

સાધકે આજે જ આ વાત સમજીને દૃઢ કરી લેવી જોઈએ કે અસત્નો વિભાગ જ અલગ છે. સ્વયંનો અસત્થી સંબંધ કદી થયો જ નથી, થશે જ નહિ. છે જ નહિ અને થવો સંભવ જ નથી. અસત્થી તાદાત્મ્ય (હું-મારાપણું)ને કારણે જ અસત્નું આકર્ષણ સ્વયંમાં દેખાય છે. વાસ્તવિક દૃષ્ટિથી જોવામાં આવે તો અસત્માં જ અસત્નું આકર્ષણ છે, અસત્માં જ અસત્ની સત્તા અને મહત્તા છે, અસત્માં જ બધા દોષ છે, અસત્માં જ બધા વિકાર છે , અસત્માં જ કર્તા અને ભોક્તા છે, અસત્માં જ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય છે, અસત્માં જ ભૂત, ભવિષ્ય અને વર્તમાન છે, અસત્માં જ ક્રિયા

અને પદાર્થ છે, અસત્‌માં જ જન્મ-મરણ છે, અસત્‌માં જ બંધન છે ! સ્વયં (સત્) તો આ બધાને જાણવાવાળું તથા આનાથી અલગ છે, આ જન્મ-મરણ વગેરે બધી વાતો તો ભૂતકાળની છે, તેની સત્તા જ નથી. પરંતુ સ્વયં સદા વર્તમાન છે. ગીતામાં આવ્યું છે :

**સર્વથા વર્તમાનોऽપિ ન સ ભૂયોऽભિજાયતે ॥**

(૧૩ । ૨૩)

અર્થાત્ જે સર્વથા વર્તમાન છે, એનો પછી જન્મ નથી થતો. કારણ કે જે સદા વર્તમાન જ રહે છે, તે કેવી રીતે મરશે ? અને મર્યા વિના પછી જન્મ પણ કેવી રીતે થશે ? વર્તમાન તો સદા નિર્દોષ જ હોય છે.

**પ્રશ્ન :** મનુષ્ય જે પણ દોષ કરે છે, તે વર્તમાનમાં જ કરે છે, પછી વર્તમાન નિર્દોષ કેવી રીતે ?

**ઉત્તર :** વર્તમાનનો અર્થ છે—સ્વયં, કેમકે સ્વયં નિરંતર વર્તમાન (વિદ્યમાન) રહે છે—**'નાભાવો વિદ્યતે સતઃ'** સ્વયંનું વર્તમાન હોવું કાળને આધીન નથી અર્થાત્ આમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો ભેદ નથી. તેથી સ્વયંનું સ્વરૂપ છે—સત્તામાત્ર. આ સત્તા નિરંતર રહેવાવાળી અને સર્વથા નિર્દોષ છે—**'નિર્દોષં હિ સમં બ્રહ્મ'** (ગીતા ૫ । ૧૯). આ માટે કોઈનો પણ વર્તમાન દોષિત નથી.

જે કાળની દૃષ્ટિથી વિચાર કરીએ તો પણ વર્તમાનકાળ બધાનો નિર્દોષ છે. કારણ કે મનુષ્ય ભૂતકાળમાં કરેલા દોષોથી જ પોતાને દોષિત માને છે. દોષના સમયે મનુષ્ય પોતાને દોષિત નથી માનતો; કારણ કે તે સમયે તેનામાં બેહોશી, અસાવધાની રહે છે. તેથી વર્તમાનમાં તે છે તો નિર્દોષ જ !

દોષોની સ્વતંત્ર સત્તા જ નથી. ગુણોની કમીને જ દોષ કહી દઈએ છીએ. નિર્દોષતા સ્વતઃસિદ્ધ છે અને કમી પોતાની જ બનાવેલી

છે. અસત્‌ને સત્તા અને મહત્તા આપવાથી જ પોતાનામાં કમી માલૂમ પડે છે. તેથી સઘળા દોષોની પ્રતીતિ અસત્‌ને સત્તા અને મહત્તા આપવાથી જ છે. જો અસત્‌ને સત્તા અને મહત્તા ન આપીએ તો દોષોની પ્રતીતિ છે જ ક્યાં ?

દોષોનો ભાવ (સત્તા) વિદ્યમાન નથી અને નિર્દોષતાનો અભાવ વિદ્યમાન નથી. દોષોનો આદિ અને અંત હોય છે, પણ નિર્દોષતાનો આદિ અને અંત નથી હોતો. આ માટે દોષોના આદિ-અંતનો આવવા-જવાનો તથા અભાવનો અનુભવ તો બધાને થાય છે પણ પોતાને (સ્વયંને) આદિ-અંતનો આવવા-જવાનો તથા અભાવનો અનુભવ કદી કોઈને થતો નથી; કારણ કે સ્વયં નિરંતર નિર્દોષ, નિર્વિકાર રહે છે. તાત્પર્ય છે કે દોષોની સહજનિવૃત્તિ છે અને નિર્દોષતા સ્વતઃપ્રાપ્ત છે.



# ૬. વિભાગયોગ

ગીતામાં આવ્યું છે :

**પ્રકૃતિં પુરુષં ચૈવ વિદ્ધ્યનાદી ઉભાવપિ ।**

(૧૩ । ૧૯)

'પ્રકૃતિ અને પુરુષ—બન્નેયને તમે આનાદિ સમજો !'

તાત્પર્ય છે કે એક પ્રકૃતિ-વિભાગ છે અને એક પુરુષ-વિભાગ છે. શરીર તથા સંસાર પ્રકૃતિ-વિભાગમાં છે અને આત્મા તથા પરમાત્મા પુરુષ-વિભાગમાં છે. જેમ પુરુષ અને પ્રકૃતિ અનાદિ છે, એવી જ રીતે આ બન્નેના ભેદનું જ્ઞાન અર્થાત્ વિવેક પણ અનાદિ છે; તેથી વિવેક-દૃષ્ટિથી જોઈએ તો આ બંન્ને વિભાગ એકબીજાથી બિલકુલ અસંબંદ્ધ છે અર્થાત્ આ બન્નેમાં કિંચિત્‌માત્ર પણ કોઈ સંબંધ નથી. પ્રકૃતિ તો અસત્, જડ તથા દુઃખરૂપ છે અને પુરુષ સત્, ચિત્ તથા આનંદરૂપ છે. પ્રકૃતિ નાશવાન, વિકારી તથા ક્રિયાશીલ છે અને પુરુષ અવિનાશી, નિર્વિકાર તથા અક્રિય છે. પ્રકૃતિની નિત્યપ્રવૃત્તિ છે અને પુરુષની નિત્યપ્રાપ્તિ છે. ગીતાના આરંભમાં પણ ભગવાને આ વિભાગનું વર્ણન શરીર અને શરીરી, દેહ અને દેહી વગેરે નામોથી કર્યું છે*. તેથી આ વિભાગને યથાયોગ્ય બરાબર સમજવો પ્રત્યેક સાધકને માટે ખૂબ જરૂરી તથા જલદી બોધ કરાવવાવાળો છે. કારણ કે શરીર અને શરીરીને એક માનવું જ બંધન છે. આ બન્નેનો બિલકુલ અલગ-અલગ અનુભવ કરવો જ મુક્તિ છે. ભગવાન કહે છે :

---

* પુરુષ જ અહમ્‌નો સ્વીકાર કરવાથી જીવ, ક્ષેત્રજ્ઞ, શરીરી, દેહી વગેરે નામોથી કહેવાય છે.

**ક્ષેત્રક્ષેત્રજ્ઞયોરેવમન્તરં જ્ઞાનચક્ષુષા ।**
**ભૂતપ્રકૃતિમોક્ષં ચ યે વિદુર્યાન્તિ તે પરમ્ ॥**

(ગીતા ૧૩ । ૩૪)

'જે જ્ઞાનચક્ષુ (વિવેકદૃષ્ટિ)થી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિભાગને તથા કાર્યકારણ સહિત પ્રકૃતિથી સ્વયંને અલગ જાણીએ છીએ તેઓ પરમાત્મતત્ત્વને પ્રાપ્ત થઈ જાય છે.'

જેટલી પણ ક્રિયાઓ થાય છે, તે બધેબધી પ્રકૃતિ-વિભાગમાં જ થાય છે. આ માટે ગીતામાં આવ્યું છે કે સઘળી ક્રિયાઓ પ્રકૃતિના દ્વારા જ થાય છે :

**પકૃત્યૈવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશઃ ।**

(૧૩ । ૨૯)

પ્રકૃતિના દ્વારા થવાવાળી ક્રિયાઓને જ, ક્યાંક 'ગુણોથી થવાવાળી ક્રિયાઓ અને ક્યાંક ઇન્દ્રિયોથી થવાવાળી ક્રિયાઓ કહેવામાં આવી છે'; જેમકે–સઘળાં કર્મ બધી રીતે પ્રકૃતિના ગુણો દ્વારા કરવામાં આવે છે–**'પ્રકૃતેઃ ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ'** (૩ । ૨૭); ગુણ જ ગુણોમાં વર્તી રહ્યા છે–**'ગુણા ગુણેષુ વર્તન્તે'** (૩ । ૨૮). ગુણોના સિવાય અન્ય કોઈ કર્તા છે જ નહિ–**'નાન્યં ગુણેભ્યઃ કર્તારં યદા દ્રષ્ટાનુપશ્યતિ'** (૧૪ । ૧૯); ઇન્દ્રિયો જ ઇન્દ્રિયોના વિષયમાં વર્તી રહી છે–**'ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેષુ વર્તન્તે'** (૫ । ૯) વગેરે. તાત્પર્ય છે કે ક્રિયાનો વિભાગ પ્રકૃતિમાં જ છે, પુરુષમાં નથી. તેથી પ્રકૃતિ કદી કિંચિત્‌માત્ર પણ અક્રિય નથી થતી અને પુરુષમાં કદી કિંચિત્‌માત્ર પણ ક્રિયા નથી થતી. આ માટે ગીતામાં આવ્યું છે કે તત્ત્વને જાણવાવાળો સાંખ્યયોગી 'હું (સ્વયં) લેશમાત્ર પણ કાંઈ નથી કરતો'–એવો અનુભવ કરે છે–**'નૈવ કિંશ્ચિત્કરોમીતિ યુક્તો મન્યેત તત્ત્વવિત્'** (૫ । ૮); સ્વયં ન કરે છે, ન કરાવે છે–**'નૈવ કુર્વન્ન કારયન્'** (૫ । ૧૩); આ

પુરુષ શરીરમાં રહીને પણ ન કરે છે અને ન લિપ્ત થાય છે–**'શરીરસ્થોપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે'** (૧૩ । ૩૧); જે સ્વરૂપને અકર્તા જુએ (અનુભવ કરે) છે, તે જ યથાર્થ જુએ છે–**'યઃ પશ્યતિ તથાત્માનમકર્તારં સ પશ્યતિ'** (૧૩ । ૨૯); જે આત્માને કર્તા માને છે, તે દુર્મતિ બરાબર નથી સમજતો; કેમકે તેની બુદ્ધિ શુદ્ધ નથી–**'તત્રૈવં સતિ કર્તારમાત્માનં કેવલં તુ યઃ । પશ્યત્યકૃતબુદ્ધિત્વાન્ન સ પશ્યતિ દુર્મતિઃ ॥'** (૧૮ । ૧૬) વગેરે.

શરીર-વાણી-મનના દ્વારા જેટલી પણ ક્રિયાઓ થાય છે, તે બધેબધી પ્રકૃતિમાં જ થાય છે. પુરુષ(સ્વયં)માં કદી કિંચિત્ માત્ર પણ કોઈ ક્રિયા નથી થતી. જંગલમાં વૃક્ષ પેદા થાય છે, વધે છે અને નષ્ટ થઈ જાય છે તો પ્રકૃતિની જે સમષ્ટિ શક્તિ ત્યાં કામ કરી રહી છે, તે જ સમષ્ટિ શક્તિ આ શરીરમાં પણ કામ કરી રહી છે. ખાવું-પીવું, સૂવું-જાગવું વગેરે બધે-બધો વ્યવહાર પ્રકૃતિમાં આપમેળે થઈ રહ્યો છે. જેમકે ભોજન પચાવતા નથી, બલકે આપમેળે પચે છે. બાળક માના ખોળામાં આપમેળે મોટું થાય છે. શરીરની અવસ્થાઓ આપમેળે બદલાય છે. મકાન આપમેળે જૂનું થાય છે. વરસાદ આપમેળે થાય છે. નદી આપમેળે વહે છે. એવી જ રીતે પોતાના કહેવડાવવાવાળા શરીરના દ્વારા ખાવા-પીવાની વગેરે ક્રિયાઓ પણ આપમેળે થાય છે. તેથી સાધકનો ભાવ દરેક સમયે આ રહેવો જોઈએ કે ક્રિયાઓ થઈ રહી છે, હું લેશમાત્ર પણ કાંઈ નથી કરતો–**'નૈવ કિંચિત્કરોમિ .'** કારણ કે ક્રિયાનો વિભાગ જ અલગ છે.

સૃષ્ટિમાત્રમાં ક્રિયા આપોઆપ થઈ રહી છે. તે ક્રિયાનો લેશમાત્ર પણ કોઈ કર્તા નથી. ન પરમાત્મા કર્તા છે, ન જીવ કર્તા છે. આપમેળે થવાવાળી ક્રિયાને માટે કર્તૃત્વની જરૂરત જ શું છે ? પ્રકૃતિમાં સ્વાભાવિક ક્રિયતા છે અને પુરુષમાં સ્વાભાવિક અક્રિયતા છે. પરંતુ જ્યારે પુરુષ પ્રકૃતિના અંશ

અહમ્‌ની સાથે તાદાત્મ્ય માની લે છે, ત્યારે તે પ્રકૃતિમાં થવાવાળી ક્રિયાને પોતાનામાં સ્વીકાર કરીને 'હું કર્તા છું' એવું માનવા લાગે છે– **'અહંકારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે'** (ગીતા ૩ । ૨૭). તાત્પર્ય છે કે તે કર્તા બનતો નથી, માત્ર કર્તાપણાની માન્યતા કરી લે છે. પોતાને કર્તા માનતા જ તેના પર શાસ્ત્રીય વિધિ-નિષેધ લાગુ થઈ જાય છે અને તેને કર્મફળનો ભોક્તા બનવું પડે છે. વસ્તુતઃ સ્વરૂપમાં લેશમાત્ર પણ કર્તૃત્વ નથી. કર્તૃત્વનો વિભાગ જ અલગ છે. આજ સુધી દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, યક્ષ, રાક્ષસ વગેરે અનેક યોનિઓમાં જે પણ કર્મ કરવામાં આવ્યાં છે, તેમાંથી કોઈ પણ કર્મ સ્વરૂપ સુધી નથી પહોચ્યું, તથા કોઈ પણ શરીર સ્વરૂપ સુધી નથી પહોંચ્યું, કેમકે કર્મ અને શરીર (પદાર્થ)નો વિભાગ જ અલગ છે અને સ્વરૂપનો વિભાગ જ અલગ છે.

જેમકે ચાર ખૂણાવાળા કોઈ લોઢાના ટુકડાને અગ્નિથી તપાવી દેવામાં આવે તો લોઢા સાથે તાદાત્મ્ય હોવાને કારણે અગ્નિ પણ ચાર ખૂણાવાળો દેખાવા લાગે છે. એવી જ રીતે પ્રકૃતિ સાથે તાદાત્મ્ય (પ્રકૃતિસ્થ) થવાથી બધી રીતે નિર્વિકાર પુરુષમાં પણ પ્રકૃતિનો વિકાર દેખાવા લાગે છે, જેમકે ચુંબકની તરફ લોઢું જ ખેંચાય છે, અગ્નિ નથી ખેંચાતો, પરંતુ લોઢાનું તાદાત્મ્ય હોવાને કારણે અગ્નિ પણ ચુંબકની તરફ ખેંચાતો દેખાવા લાગે છે. એવી જ રીતે પ્રકૃતિ સાથે તાદાત્મ્ય થવાથી બધી રીતે અક્રિય પુરુષમાં પણ પ્રકૃતિની ક્રિયા દેખાવા લાગે છે. તાત્પર્ય છે કે વાસ્તવમાં પ્રકૃતિની સાથે ભળ્યા વિના પુરુષ કિંચિત્‌માત્ર પણ કર્તા અને ભોક્તા નથી બની શકતો. ગીતામાં આવ્યું છે :

**કાર્યકરણકર્તૃત્વે હેતુઃ પ્રકૃતિરુચ્યતે ।**
**પુરુષઃ સુખદુઃખાનાં ભોક્તૃત્વે હેતુરુચ્યતે ॥**
**પુરુષઃ પ્રકૃતિસ્થો હિ ભુંડક્તે પ્રકૃતિજાન્ગુણાન્ ।**

(ગીતા ૧૩ । ૨૦-૨૧)

'કાર્ય તથા કરણની ઉત્પત્તિમાં અને પુરુષના કર્તૃત્વમાં પ્રકૃતિને કારણે કહેવામાં આવે છે. અને સુખદુઃખોના ભએક્તાપણામાં પુરુષને કારણ કહેવામાં આવે છે. પરંતુ પ્રકૃતિમાં રહેતો પુરુષ જ પ્રકૃતિજન્ય ગુણોનો ભોક્તા બને છે.'

તાત્પર્ય છે કે ક્રિયામાત્ર પ્રકૃતિમાત્ર જ થાય છે, પણ ક્રિયાનું ફળ અર્થાત્ સુખદુઃખની માન્યતા પુરુષમાં જ થાય છે. કારણ કે સુખદુઃખનો ભોગ ચેતનમાં જ થઈ શકે છે, જડમાં નહિ. પરંતુ વાસ્તવમાં પ્રકૃતિમાં સ્થિત પુરુષ જ સુખદુઃખનો ભોક્તા બને છે. પ્રકૃતિમાં સ્થિતિ પુરુષે માની છે, વાસ્તવમાં છે નહિ. આ માટે પુરુષ કોઈ પણ લોકમાં અથવા યોનિમાં ચાલ્યો જાય, તે ખરેખર પ્રકૃતિમાં સ્થિત હોતો જ નથી. તે તો નિત્ય-નિરંતર સ્વસ્થ ('સ્વ' માં સ્થિત) જ રહે છે **'સમદુઃખસુખઃ સ્વસ્થઃ'** (ગીતા ૧૪ । ૨૪). જ્યારે તે શરીરમાં સ્થિત જ નથી તો, પછી તે પ્રકૃતિમાં સ્થિત કેવી રીતે થઈ શકે છે ? પરંતુ જેમ એક સ્ત્રીની સાથે પતિ-પત્નીનો સંબંધ માની લેવાથી તેના પૂરા કુટુંબની સાથે સંબંધ થઈ જાય છે, એવી જ રીતે એક શરીરમાં પોતાની સ્થિતિ માની લેવાથી તેને માત્ર પ્રકૃતિની સાથે સંબંધ થઈ જાય છે. તાત્પર્ય છે કે શરીરમાં સ્થિત થતાં જ પુરુષ પ્રકૃતિમાં સ્થિત થઈ જાય છે. જો તે શરીરમાં સ્થિત ન થાય તો પ્રકૃતિમાં પણ સ્થિત ન થાય. હકીકતમાં સ્વયં નથી શરીરમાં સ્થિત, નથી પ્રકૃતિમાં સ્થિત બલકે તે સર્વત્ર સ્થિત છે– **'સર્વત્રાવસ્થિતો દેહે તથાત્મા નોપલિપ્યતે'** (ગીતા ૧૩ । ૩૨). સઘળી ક્રિયાઓ તેની અંતર્ગત થાય છે. તે સઘળી ક્રિયાઓ અને પદાર્થોનો પ્રકાશક અને આધાર છે. ક્રિયાઓનો તો આરંભ થઈને અંત થઈ જાય છે, અને પદાર્થ ઉત્પન્ન થઈને નાશ પામે છે, પણ તેમનો પ્રકાશક અને આધાર જેવો ને તેવો રહે છે. ક્રિયા અને પદાર્થ પ્રકૃતિમાં છે. સ્વયં ન ક્રિયા છે, ન પદાર્થ છે.

કરવાની જવાબદારી તેના પર હોય છે, જે કાંઈ કરી શકે છે. જેમકે કેટલોય ચતુર ચિત્રકાર હોય, પણ સામગ્રી(રંગ, બ્રશ)ના વિના તે ચિત્ર નહિ બનાવી શકે, એવી જ રીતે પુરુષ પ્રકૃતિની સહાયતા વિના કાંઈ નથી કરી શકતો. તેથી પુરુષ પર કાંઈ કરવાની જવાબદારી હોઈ જ શકતી નથી. ચિન્મય સત્તામાત્રમાં કોઈ કમી નથી આવતી, તે બધી રીતે પૂર્ણ છે, તેથી પુરુષને પોતાને માટે કાંઈ નથી જોઈતું. ચિન્મય સત્તાના સિવાય બીજું કાંઈ છે જ નહિ; તેથી પુરુષને કોઈ સાથીની જરૂરત નથી. આ રીતે 'મારે (સ્વયંએ) કાંઈ કરવાનું છે જ નહિ, મારે કાંઈ જ જોઈએ નહિ અને મારું કાંઈ છે જ નહિ'—આ ત્રણ વાતો બરાબર સમજમાં આવી જાય તો પ્રકૃતિની સાથે તાદાત્મ્ય નહિ રહે. પ્રકૃતિ સાથે તાદાત્મ્ય ન રહેવાથી પ્રકૃતિમાં ક્રિયા તો રહેશે પણ ભોગ કરવાવાળો કોઈ નહિ રહેશે.

ગીતામાં આવ્યું છે :

**યથા પ્રકાશયત્યેકઃ કૃત્સ્નં લોકમિમં રવિઃ ।**
**ક્ષેત્રં ક્ષેત્રી તથા કૃત્સ્નં પ્રકાશયતિ ભારત ॥**

(૧૩ । ૩૩)

'હે ભારત ! જેવી રીતે એક જ સૂર્ય સકળ સંસારને પ્રકાશિત કરે છે એવી જ રીતે ક્ષેત્રજ્ઞ (પુરુષ) સકળ ક્ષેત્રને પ્રકાશિત કરે છે.'

તાત્પર્ય છે કે જેમ સૂર્ય સકળ જગત્(દૃશ્યમાત્ર)ને પ્રકાશિત કરે છે અને તેના પ્રકાશમાં સકળ શુભ-અશુભ ક્રિયાઓ થાય છે, પણ સૂર્ય તે ક્રિયાઓનો ન તો કર્તા બને છે અને ન ભોક્તા જ બને છે. એવી જ રીતે સ્વયં સકળ લોકના બધાં શરીરોને પ્રકાશિત કરે છે અર્થાત્ તેમને સત્તા-સ્ફૂર્તિ આપે છે, પણ ખરેખર તો સ્વયં ન કાંઈ કરે છે અને ન તો લિપ્ત થાય છે અર્થાત્ તેનામાં ન કર્તૃત્વ આવે છે ન ભોક્તૃત્વ. તાત્પર્ય છે કે સ્વયં પ્રકાશકત્વનું અભિમાન નથી. આ માટે સિદ્ધ

મહાપુરુષને માટે સ્પષ્ટ કહેવામાં આવ્યું છે :

**કર્મણ્યભિપ્રવૃત્તોપિ નૈવ કિંક્ષિત્કરોતિ સઃ ॥**

(ગીતા ૪ । ૨૦)

'તે કર્મોમાં સારી રીતે લાગેલા પણ વાસ્તવમાં કિંચિતમાત્ર પણ કાંઈ નથી કરતા.'

સ્વરૂપમાં લેશમાત્ર પણ કર્તૃત્વ-ભોક્તૃત્વ નથી એ સ્વતઃસિદ્ધ વાત છે. આમાં કોઈ પુરુષાર્થ નથી, અર્થાત્ આના માટે કાંઈ કરવાનું નથી. માત્ર અહીં વિવેકદૃષ્ટિ કરવાની છે. તાત્પર્ય છે કે કર્તૃત્વ-ભોક્તૃત્વને નાબૂદ નથી કરવાનું, બલકે એને પોતાનામાં સ્વીકાર નથી કરવાનો, એના અભાવનો અનુભવ કરવાનો છે, કેમકે વાસ્તવમાં એ પોતાનામાં છે જ નહિ ! આ માટે સાધકે પોતાનામાં નિરંતર અકર્તૃત્વ અને અભોક્તૃત્વનો અનુભવ કરવો જોઈએ. પોતાનામાં નિરંતર અકર્તૃત્વ અને અભોક્તૃત્વનો અનુભવ થવો જ જીવનમુક્તિ છે.

સ્વરૂપ ચિન્મય સત્તામાત્ર છે અને તેમાં કિંચિત્માત્ર પણ કોઈ ક્રિયા નથી થતી :

**અનાદિત્વાન્નિર્ગુણત્વાત્ પરમાત્માયમવ્યયઃ ।**
**શરીરસ્થોઽપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે ॥**

(ગીતા ૧૩ । ૩૧)

'હે કૌન્તેય ! આ પુરુષ સ્વયં અનાદિ અને નિર્ગુણ હોવાથી અવિનાશી પરમાત્મસ્વરૂપ જ છે. એ શરીરમાં રહેવા છતાં પણ ન કરે છે, ન લિપ્ત થાય છે.'

જેવી રીતે બહારથી અનેક તરંગો ઊઠતી દેખાવા છતાં પણ ઊંડાણમાં સમુદ્ર શાંત રહે છે, એવી જ રીતે બહારથી (વ્યવહારમાં) બધી ક્રિયાઓ થતી હોવા છતાં પણ સાધકની ભીતર સ્થિરતા રહેવી જોઈએ. તાત્પર્ય છે કે બહારથી **'ગુણા ગુણેષુ વર્તન્તે'** હોવા છતાં પણ

અંદરથી **'ન કરોતિ ન લિપ્યતે'** રહેવું જોઈએ અર્થાત્ ચિન્મય સત્તામાત્રમાં સ્થિત રહેવું જોઈએ.

સાધકથી ઘણું કરીને એ ભૂલ થાય છે કે તે ખાવું-પીવું, સૂવું-જાગવું વગેરે લૌકિક ક્રિયાઓને તો પ્રકૃતિમાં થવાવાળી માની લે છે–**'ગુણા ગુણેષુ વર્તન્તે'** પણ જપ, ધ્યાન, સમાધિ વગેરે પારમાર્થિક ક્રિયાઓને પોતાના દ્વારા થવાવાળી તથા પોતાને માટે માને છે. વાસ્તવમાં આ સાધકને માટે બાધક છે. કારણ કે જ્ઞાનયોગની દૃષ્ટિથી નીચામાં નીચી ક્રિયા હોય અથવા ઊંચામાં ઊંચી ક્રિયા હોય છે, તે પ્રકૃતિની જ ! લાઠી ફેરવવી અને માળા ફેરવવી બન્ને ક્રિયાઓ અલગ અલગ હોવા છતાં પણ પ્રકૃતિમાં જ છે. આ માટે ભગવાને કહ્યું છે :

**શરીરવાઙ્મનોભિર્યત્કર્મ પ્રારભતે નરઃ ।**
**ન્યાય્યં વા વિપરીતં વા પતે તસ્ય હેતવઃ ॥**

(ગીતા ૧૮ ।૧૫)

'મનુષ્ય શરીર, વાણી અને મનના દ્વારા શાસ્ત્રવિહિત અથવા શાસ્ત્રનિષિદ્ધ જે કાંઈ પણ કર્મ આરંભ કરે છે, તેમાં આ (અધિષ્ઠાન, કર્તા, કરણ, ચેષ્ટા અને દૈવ) પાંચેય હેતુ હોય છે.'

તાત્પર્ય છે કે ખાવું-પીવું, સૂવું-જાગવું વગેરેથી લઈને જપ, ધ્યાન, સમાધિ સુધી સકળ લૌકિક-પારમાર્થિક ક્રિયાઓ પ્રકૃતિમાં જ થઈ રહી છે. તેથી સાધકે પારમાર્થિક ક્રિયાઓનો તો ત્યાગ ન કરવો જોઈએ, પણ તેનામાં પોતાનું કર્તૃત્વ ન માને અર્થાત્ તેને પોતાના દ્વારા થવાવાળી તથા પોતાને માટે ન માને. ક્રિયા ચાહે લૌકિક હોય, ચાહે પારમાર્થિક હોય, તેનું મહત્ત્વ વાસ્તવમાં જડતાનું જ મહત્ત્વ છે. શાસ્ત્રવિહિત હોવાને કારણે પારમાર્થિક ક્રિયાઓનું અંતઃકરણમાં જે વિશેષ મહત્ત્વ રહે છે, તે પણ જડતાનું જ મહત્ત્વ હોવાથી સાધકને સાધકને માટે

બાધક છે*.

જે રીતે તમામ ક્રિયાઓ પ્રકૃતિની છે, તેવી જ રીતે તમામ પદાર્થો પણ પ્રકૃતિના જ છે.

**ન તદસ્તિ પૃથિવ્યાં વાદિવિ દેવેષુ વા પુનઃ।**
**સત્ત્વં પ્રકૃતિજૈર્મુક્તં યદેભિઃ સ્યાત્ત્રિભિર્ગુણૈઃ॥**

(ગીતા ૧૮।૪૦)

'પૃથ્વીમાં યા સ્વર્ગમાં અથવા દેવતાઓમાં તથા આના સિવાય બીજે ક્યાંય પણ એવી કોઈ વસ્તુ નથી, જે પ્રકૃતિથી ઉત્પન્ન ત્રણ ગુણોથી રહિત હોય.'

તેથી ક્રિયાઓ અને પદાર્થ—બન્નેય પ્રકૃતિ-વિભાગમાં છે. પુરુષ-વિભાગમાં કિંચિત્માત્ર પણ નથી ક્રિયા, નથી પદાર્થ. ક્રિયાનો આદિ તથા અંત હોય છે તથા પદાર્થની ઉત્પત્તિ અને વિનાશ તથા સંયોગ અને વિયોગ થાય છે; પરંતુ પુરુષ આદિ-અંત, ઉત્પત્તિ-વિનાશ તથા સંયોગ-વિયોગથી બધી રીતે રહિત છે

**ન જાયતે મ્રિયતે વા કદાચિન્**
**નાયં ભૂત્વા ભાવિતા વા ન ભૂયઃ।**
**અજો નિત્યઃ શાશ્વતોઽયં પુરાણો**
**ન હન્યતે હન્યમાને શરીરે॥**

(ગીતા ૨।૨૦)

'એ રીતે શરીરી ન કદી જન્મે છે અને ન કદી મરે છે. એ ઉત્પન્ન થઈને પછી થવાવાળો નથી. એ જન્મરહિત, નિત્ય-નિરંતર રહેવાવાળો,

---

* ભગવાનને માટે કરવામાં આવેલી ઉપાસનામાં ભગવાનની કૃપા પ્રધાન હોય છે; તેથી આમાં સાધકનું કર્તૃત્વ નથી. ક્રિયા, કર્મ, ઉપાસના, અને વિવેક-ચારેય અલગ અલગ છે. 'ક્રિયા' કોઈની પણ સાથે સંબંધ જોડતી નથી. 'કર્મ' અનુકૂળ પ્રતિકૂળ પરિસ્થિતિ (ફળ) ની સાથે સંબંધ જોડે છે. ઉપાસના ભગવાનની સાથે સંબંધ જોડે છે. 'વિવેક' જડ-ચેતનનો સંબંધ-વિચ્છેદ કરે છે.

શાશ્વત અને પુરાણ (અનાદિ) છે. શરીરના મરી જવાથી પણ એ નથી મરી જતો.'

કરવું, થવું અને છે—આ ત્રણ વિભાગ છે. 'કરવું' થવામાં અને 'થવું' 'છે' માં બદલાઈ જાય તો અહંકાર બધી રીતે નિર્મૂળ થઈ જાય છે. જેના અંતઃકરણમાં ક્રિયા અને પદાર્થનું મહત્ત્વ છે, એવા અસાધક (સંસારી મનુષ્ય) માને છે કે 'હું ક્રિયા કરી રહ્યો છું'—**'અહંકારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે'** (ગીતા ૩ । ૨૭). જે કર્તા બને છે, તેને ભોક્તા બનવું જ પડે છે. જેનામાં વિવેકની મુખ્યતા છે, એવો સાધક અનુભવ કરે છે કે 'ક્રિયા થઈ રહી છે'—**'ગુણા ગુણેષુ વર્તન્તે'** (ગીતા ૩ । ૨૮) એટલે કે 'હું કાંઈ પણ નથી કરતો'—**'નૈવ કિંચિત્કરોમીતિ'** (ગીતા ૫ । ૮). પરંતુ જેને તત્ત્વજ્ઞાન થઈ ગયું છે, એવા સિદ્ધ મહાપુરુષ કેવળ સત્તા તથા જ્ઞપ્તિમાત્ર ('છે')નો જ અનુભવ કરે છે—**'યોવતિષ્ઠતિ નેંગતે'** (ગીતા ૧૪ । ૨૩). તે ચિન્મય સત્તા તમામ ક્રિયાઓમાં જેવી ને તેવી પરિપૂર્ણ છે. ક્રિયાઓનો તો અંત થઈ જય છે, પણ ચિન્મય સત્તા જેવી ને તેવી રહે છે. મહાપુરુષની દૃષ્ટિ ક્રિયાઓ પર ન રહીને આપોઆપ એકમાત્ર ચિન્મય સત્તા ('છે') પર જ રહે છે.

જ્યાં સુધી 'કરવાનું' છે, ત્યાં સુધી અહંકારની સાથે સંબંધ છે. કારણ કે અહંકાર(કર્તાપણું)ના વિના 'કરવાનું' સિદ્ધ થતું નથી. કરવાનો ભાવ થવાથી કર્તૃત્વાભિમાન થઈ જ જાય છે. કર્તૃત્વાભિમાન થવાથી 'કરવાનું' થાય છે અને કરવાથી કર્તૃત્વાભિમાન પુષ્ટ થાય છે. આ માટે કરેલા સાધનથી સાધક કદી અહંકારરહિત થઈ જ નથી શકતો, અહંકારપૂર્વક કરેલું કર્મ કદી કલ્યાણ નથી કરી શકતું; કારણ કે બધા અનર્થોનું, જન્મ-મરણનું મૂળ અહંકાર જ છે. પોતાને માટે કાંઈ ન કરવાથી અહંકારની સાથે સંબંધ નથી રહેતો એટલે કે પ્રકૃતિમાત્રથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. આ માટે સાધકે ક્રિયાને મહત્ત્વ ન આપીને વિવેકને મહત્ત્વ આપવું

જોઈએ. વિવેકને મહત્ત્વ આપવાથી વિવેક સ્પષ્ટ થતો રહે છે. અને સાધકનું માર્ગદર્શન કરતો રહે છે. આગળ ચાલીને આ વિવેક જ તત્ત્વજ્ઞાનમાં ફેરવાઈ જાય છે. તત્ત્વજ્ઞાન થવાથી ચિન્મય સત્તામાત્ર બાકી રહે છે. તે સત્તા સર્વથા અસંગ છે–**'અસંગો હ્યયં પુરુષઃ'** (બૃહદા. ૪ । ૩ । ૧૫). તે સત્તામાં સ્વતઃસિદ્ધ સ્થિતિ જ મુક્તિ છે અને તેના સિવાય અન્ય (પ્રકૃતિ તથા તેનાં કાર્ય)નો સંગ જ બંધન છે **'કારણંગુણસંગોઽસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા ૧૩ । ૨૧).

**પ્રશ્ન :** જે ક્રિયા આપણે સંકલ્પપૂર્વક કરીએ છીએ, તેમાં સ્પષ્ટ જ એવું દેખાય છે કે 'હું ક્રિયા કરી રહ્યો છું'. જેમ ભૂખ લાગવાથી આપણે ભોજન કરવાનો સંકલ્પ કરીએ છીએ તો આ સ્પષ્ટ દેખાય છે કે 'હું ભોજન કરું છું.' તેથી ક્રિયામાત્ર પ્રકૃતિમાં જ થાય છે, હું જાતે કાંઈ પણ નથી કરતો–એવું કેવી રીતે માનીએ ?

**ઉત્તર :** હકીકતમાં સંકલ્પ પણ પ્રકૃતિ (મન)માં જ થાય છે. પરંતુ વિવેક સ્પષ્ટ ન હોવાને કારણે એટલે કે મન સાથે તાદાત્મ્ય માનવાને કારણે સંકલ્પ પોતાનામાં દેખાય છે. ભૂખ લાગવી સ્વયંનો ધર્મ નથી, બલકે પ્રાણોનો ધર્મ છે*. ભોજન પ્રાણોના પોષણને માટે હોય છે, પોતાના પોષણને માટે નહિ. પરંતુ પ્રાણોની સાથે તાદાત્મ્ય હોવાથી એવું માલૂમ પડે છે કે 'મને ભૂખ લાગી છે' અને આ સંકલ્પ થાય છે કે હું ભોજન કરું. જો પ્રાણોની સાથે એકતા ન માનીએ તો ભૂખ લાગવાથી ભોજન કરવાનો સંકલ્પ નહિ થશે, બલકે સ્ફુરણા થશે. સ્ફુરણા અને સંકલ્પનો ભેદ સમજવો ઘણો જરૂરી છે. સ્ફુરણા તો પેદા થઈને નાબૂદ થઈ જાય છે, પણ સંકલ્પ પેદા થયા પછી નાબૂદ થતો નથી, બલકે તેનાથી પછી કામના પેદા થઈ જાય છે **'સંકલ્પપ્રભવાન્ કામાન્'** (ગીતા ૬ । ૨૪). સ્ફુરણા

* **ક્ષુધા પિપાસા પ્રાણસ્ય મનસઃ શોકમોહકૌ ।**
**જન્મમૃત્યુ શરીરસ્ય ષડૂર્મિરહિતઃ સ્વયમ્ ॥**

અરીસા જેવી છે. અરીસા પર દૃશ્ય ખૂબ સ્પષ્ટ દેખાય છે, પણ અરીસો તે દૃશ્યને પકડતો નથી. પરંતુ સંકલ્પ કૅમેરાની ફિલ્મની જેવો છે. કૅમેરાની ફિલ્મ પર પડેલું દૃશ્ય પકડાઈ જાય છે. તેથી સ્ફુરણામાં નિર્લિપ્તતા રહે છે અને સંકલ્પમાં લિપ્તતા રહે છે.

સિદ્ધ મહાપુરુષમાં સ્ફુરણા થાય છે અને સાધારણ મનુષ્ય તથા સાધકમાં સંકલ્પ થાય છે. જડતાની સાથે તાદાત્મ્ય હોવાને કારણે સાધકને જડતાની ખામી પોતાનામાં દેખાય છે. પરંતુ જડતાથી સંબંધ-વિચ્છેદ થવાથી સિદ્ધને જડતાની ખામી પોતાનામાં કદી નથી દેખાતી; કારણ કે તેની સ્થિતિ સ્વતઃસિદ્ધ ચિન્મયતામાં હોય છે. સિદ્ધનો આ સ્વભાવિક અનુભવ હોય છે કે ક્રિયામાત્ર પ્રકૃતિમાં જ છે, સ્વયંમાં કિંચિત્‌માત્ર પણ નથી. સિદ્ધનો જે અનુભવ હોય છે, તેનું સાધક આદરપૂર્વક અનુકરણ કરે છે.

**પ્રશ્ન :** અનુકરણ કરવાનું તાત્પર્ય શું છે ?

**ઉત્તર :** ક્રિયામાત્રનો પોતાની સાથે સંબંધ કદી ન હતો, છે નહિ, થશે નહિ અને થવાનો સંભવ જ નથી—આ વાતને દૃઢતાથી માની લેવી તે જ સિદ્ધના અનુભવનું અનુકરણ કરવું છે.

**પ્રશ્ન :** દૃઢતાથી માનવાને માટે જે બુદ્ધિ લગાડવી પડશે એટલે કે બુદ્ધિનો સંબંધ રહેશે, જેથી આ કરણ-સાપેક્ષ થઈ જશે ?

**ઉત્તર :** હા, પહેલાં બુદ્ધિ લગાડવી પડશે, કહેવા અને સાંભળવાને માટે વાણી અને કાન પણ લગાડવા પડશે; પરંતુ ઉદ્દેશ્ય તત્ત્વને જાણવાનું (અનુભવ કરવાનો) હોવાથી પરિણામમાં બુદ્ધિ વગેરે કરણોથી સંબંધ-વિચ્છેદ થઈ જશે.

**પ્રશ્ન :** ગીતામાં આવ્યું છે કે કોઈ પણ મનુષ્ય (કશ્ચિત્‌), કોઈ પણ અવસ્થામાં (જાતુ), ક્ષણમાત્ર પણ (ક્ષણમપિ), કર્મ કર્યા વિના નથી રહી શકતો (૩ । ૫), પછી કર્મોથી સંબંધ-વિચ્છેદ કેવી રીતે થશે ?

**ઉત્તર :** ક્રિયામાત્ર કેવળ પ્રકૃતિમાં જ થાય છે. પરંતુ પ્રકૃતિની સાથે

પોતાનું તાદાત્મ્ય સ્વીકાર કરવાથી મનુષ્ય પ્રકૃતિજન્ય ગુણોને આધીન થઈ જાય છે–**'અવશઃ'** તથા તેનો ક્રિયાની સાથે સંબંધ થઈ જાય છે. આ માટે પ્રકૃતિની સાથે પોતાનો સંબંધ માનવાવાળો કોઈ પણ મનુષ્ય જાગ્રત, સ્વપ્ન, સુષપ્તિ, મૂર્છા, સમાધિ તથા સર્ગ-મહાસર્ગ, પ્રલય-મહાપ્રલય વગેરે કોઈ પણ અવસ્થામાં ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના નથી રહી શકતો :

**ન હિ કશ્ચિત્ ક્ષણમપિ જાતુ તિષ્ઠત્યકર્મકૃત્ ।**
**કાર્યતે હ્યવશઃ કર્મ સર્વઃ પ્રકૃતિજૈર્ગુણૈઃ ॥**

(ગીતા ૩ । ૫)

**પ્રશ્ન :** સુષુપ્તિ, મૂર્છા તથા સમાધિ-અવસ્થામાં ક્રિયા કેવી રીતે થાય છે ?

**ઉત્તર :** માણસ સૂતો હોય અને કોઈ તેને વચમાં જગાડી દે તો તે કહે છે કે મને કાચી ઊંઘમાંથી જગાડી દીધો ! આનાથી સાબિત થાય છે કે સુષુપ્તિના સમયે પણ ઊંઘને પાકવાની ક્રિયા થઈ રહી હતી. આવી જ રીતે મૂર્છા અને સમાધિના સમયે પણ ક્રિયા થાય છે. પાતંજલ-યોગદર્શનમાં આ ક્રિયાને 'પરિણામ' નામથી કહે છે*.

'પરિણામ' નો અર્થ છે પરિવર્તનની ધારા એટલે કે બદલવાનો પ્રવાહ★.

તાત્પર્ય છે કે સમાધિના આરંભથી લઈને વ્યુત્થાન થવા સુધી ક્રિયા

* વ્યુત્થાનનિરોધસંસ્કારયોરભિભવપ્રાદુર્ભાવૌ
નિરોધક્ષણચિત્તાન્વયો નિરોધપરિણામઃ ॥ ૯ ॥
સર્વાર્થતૈકાગ્રતયોઃ ક્ષયોદયૌ ચિત્તસ્ય સમાધિપરિણામઃ ॥ ૧૧ ॥
તતઃ પુનઃ શાન્તોદિતૌ તુલ્યપ્રત્યયૌ ચિત્તસ્યૈકાગ્રતાપરિણામઃ ॥ ૧૨ ॥
(વિભૂતિપાદ)

★ 'અથ કાયં પરિણામઃ ? અવસ્થિતસ્યદ્રવ્યસ્ય પૂર્વધર્મનિવૃત્તૌ ધર્માન્તરોત્પત્તિઃ પરિણામઃ' (યોગદર્શન, વિભૂતિ. ૧૩નું વ્યાસભાષ્ય).
'આ પરિણામ શું છે ? અવસ્થિત દ્રવ્યના પૂર્વ ધર્મની નિવૃત્તિ થઈને અન્ય ધર્મની ઉત્પત્તિ (અવસ્થાન્તર) જ પરિણામ છે.'

થતી રહે છે. જો ક્રિયા ન થાય તો વ્યુત્થાન થઈ જ નથી શકતું. સમાધિના સમયે પરિણામ થાય છે અને સમાધિના અંતમાં વ્યુત્થાન થાય છે. પ્રકૃતિની તમામ અવસ્થાઓથી અતીત છે—સહજાવસ્થા. સહજાવસ્થા સ્વરૂપની હોય છે, જેમાં કિંચિત્‌માત્ર પણ કોઈ ક્રિયા નથી તેવી સહજાવસ્થામાં પરિણામ તથા વ્યુત્થાન કદી થતું જ નથી.

**પ્રશ્ન :** સહજાવસ્થાની પ્રાપ્તિનો ઉપાય શું છે ?

**ઉત્તર :** ઉપાય છે—પોતાના માટે કાંઈ ન કરવું—એટલે કે ખાવું-પીવું વગેરે સાધારણ ક્રિયાઓથી લઈને જપ, ધ્યાન, સમાધિ સુધી સઘળી ક્રિયાઓ બીજાઓને માટે કરવી. કારણ કે ક્રિયાઓ બીજા (પ્રકૃતિના) વિભાગમાં જ છે, સ્વરૂપ-વિભાગમાં નથી. મન, બુદ્ધિ, જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો અને શરીર પણ બીજાઓ એટલે કે પ્રકૃતિનાં જ છે. નિસ્વાર્થભાવથી બીજાઓના હિતને માટે બધાં કર્મ કરવાં 'કર્મયોગ' છે. હું કાંઈ પણ નથી કરતો, ગુણ જ ગુણોમાં વર્તી રહ્યા છે—આવું જોવું 'જ્ઞાનયોગ' છે. માત્ર ભગવાનની પ્રસન્નતાને માટે જ સઘળાં કર્મો કરવા, 'ભક્તિયોગ' છે. પોતાને માટે બધાં કર્મો કરવાં 'જન્મ મરણયોગ' છે.

કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભક્તિયોગ—ત્રણેય દૃષ્ટિઓથી પોતાને માટે લેશમાત્ર પણ કાંઈ ન કરવાથી ક્રિયા અને પદાર્થથી એટલે કે પ્રકૃતિવિભાગથી બધી રીતે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે અને એક ચિન્મય સત્તામાત્રમાં પોતાની સ્વતઃસિદ્ધ સ્થિતિનો અનુભવ થઈ જાય છે. આ જ સહજાવસ્થા છે. આ સહજાવસ્થા સ્વતઃસિદ્ધ છે, કરવી નથી પડતી. જે કરવામાં આવે છે, તે સહજાવસ્થા નથી હોતી, બલકે કૃત્રિમ અવસ્થા હોય છે. આ સહજાવસ્થાનો અનુભવ થવાથી પછી કાંઈ પણ કરવાનું, જાણવાનું અને મેળવવાનું બાકી નથી રહેતું.



# ૭. શબ્દથી શબ્દાતીતનું લક્ષ્ય

સંસારની ઉત્પત્તિ તથા પ્રતીતિ થાય છે. પરમાત્મતત્ત્વ ઉત્પત્તિનું આશ્રય તથા પ્રતીતિનું પ્રકાશક છે. તે સત્તારૂપે ઉત્પત્તિને આશ્રય આપે છે તથા ચેતનરૂપે પ્રતીતિને પ્રકાશ એટલે કે સત્તા-સ્ફૂર્તિ આપે છે.ઉત્પત્તિ નિરંતર વિનાશમાં તથા પ્રતીતિ નિરંતર અભાવમાં જઈ રહી છે. પરંતુ તેમનો આશ્રય તથા પ્રકાશક નિત્ય-નિરંતર જેવો ને તેવો રહે છે. ઉત્પત્તિ તથા પ્રતીતિમાં રાગ થવાને કારણે જ આશ્રય તથા પ્રકાશકનો અનુભવ નથી થતો; કારણ કે રાગ થવાથી ઉત્પત્તિ તથા પ્રતીતિથી આગળ દૃષ્ટિ જતી જ નથી !

ઉત્પન્ન થવાવાળા પોતાના આશ્રયને અને પ્રતીત થવાવાળા પોતાના પ્રકાશકને નથી જાણી શકતા; કેમકે જન્મેલી વસ્તુ પોતાને જન્માવનારને માની શકે છે, પણ જાણી નથી શકતી. તેથી ઉત્પત્તિનો આશ્રય તથા પ્રતીતિના પ્રકાશકને ઉત્પત્તિ તથા પ્રતીતિ (મન-બુદ્ધિ) થી સંબંધ-વિચ્છેદ કરીને સ્વયંથી જ જાણી શકાય છે; કેમકે સ્વયંની ઉત્પત્તિ તથા પ્રતીતિ નથી થતી. આ માટે ગીતામાં આવ્યું છે :

**'આત્મન્યેવાત્મના તુષ્ટઃ'** (૨ । ૫૫)

'પોતે-પોતાનાથી પોતે-પોતાનામાં જ સંતુષ્ટ રહે છે.'

**'ઉદ્ધરેદાત્મનાત્માનમ્'** (૬ । ૫)

'પાતાના દ્વારા પોતાનો ઉદ્ધાર કરે.'

**'યત્ર ચૈવાત્મનાત્માનં પશ્યન્નાત્મનિ તુષ્યતિ'** (૬ । ૨૦)

'જ્યારે સ્વયં પોતે પોતાનામાં પોતાને જોતો રહીને પોતે પોતાનામાં સંતુષ્ટ થઈ જાય છે.'

તાત્પર્ય છે કે તે સ્વસંવેદ્ય છે, પરસંવેદ્ય નથી. મનથી જે ચિંતન કરવામાં આવે છે તે મનના વિષય (અનાત્મા)નું જ ચિંતન હોય છે, પરમાત્માનું નહિ. બુદ્ધિથી જે નિશ્ચય કરવામાં આવે છે, તે બુદ્ધિના વિષયનો નિશ્ચય હોય છે, પરમાત્માનો નહિ. વાણીથી જે વર્ણન કરવામાં આવે છે, તે વાણીના વિષયનું જ વર્ણન હોય છે, પરમાત્માનું નહિ. તાત્પર્ય છે કે મન-બુદ્ધિ-વાણીથી પ્રકૃતિના કાર્યનું જ ચિંતન, નિશ્ચય તથા વર્ણન કરવામાં આવે છે. પરંતુ પરમાત્માની પ્રાપ્તિ મન-બુદ્ધિ-વાણીથી વિમુખ (સંબંધ-વિચ્છેદ) થવાથી જ થાય છે.

ઉપનિષદ્‌માં આવ્યું છે :

**યદ્વાચાનભ્યુદિતં યેન વાગભ્યુદ્યતે ।**
**તદેવ બ્રહ્મ ત્વં વિદ્ધિ નેદં યદિદમુપાસતે ॥**

(કેન૦ ૧ । ૪)

'જે વાણીથી નથી બોલતું, બલકે જેનાથી વાણી બોલાય છે, તેને તું બ્રહ્મ જાણ. વાણીથી બોલવામાં આવવાવાળા જે તત્ત્વની લોકો ઉપાસના કરે છે, તે બ્રહ્મ નથી.'

**યન્મનસા ન મનુતે યેનાહુર્મનો મતમ્ ।**
**તદેવ બ્રહ્મ ત્વં વિદ્ધિ નેદં યદિદમુપાસતે ॥**

(કેન૦ ૧ । ૫)

'જે મન (અંતઃકરણ) થી નથી જણાતું બલકે જેમાંથી મન જાણેલું કહેવાય છે, તેને તું બ્રહ્મ જાણ. મન-બુદ્ધિથી જાણવામાં આવવાવાળા જે તત્ત્વની લોકો ઉપાસના કરે છે, તે બ્રહ્મ નથી.'

પ્રકૃતિના કાર્ય મન-બુદ્ધિ-વાણીથી જ્યારે પ્રકૃતિનું પણ વર્ણન નથી થઈ શકતું, તો પછી પ્રકૃતિથી અતીત તત્ત્વનું વર્ણન તો થઈ જ કેવી રીતે શકે ? આપણે પ્રકૃતિના રાજ્ય(શરીર-સંસાર)માં બેઠા છીએ. તેથી પ્રકૃતિના અંશ(મન-બુદ્ધિ-ઇન્દ્રિયો)થી જ આપણે સત્-તત્ત્વ (પરમાત્મા)નું

વર્ણન કરીએ છીએ, પરંતુ તે વર્ણન ખરેખર અસત્‌નું જ થાય છે. સત્‌નું વર્ણન તો કદી થયું નથી, થશે નહિ, થવું સંભવ જ નથી ! આ માટે ઉપનિષદમાં આવ્યું છે :

**વાચા વદતિ યત્કિઞ્ચિત્સંકલ્પૈઃ કલ્પ્યતે ચ યત્ ।**
**મનસા ચિન્ત્યતે યદ્યત્સર્વં મિથ્યા ન સંશયઃ ॥**

(તેજોબિન્દુ૦ ૫ । ૪૫)

'વાણીથી જે કાંઈ બોલાય છે, સંકલ્પોથી જે કાંઈ કલ્પના કરવામાં આવે છે તથા મનથી જે કાંઈ ચિંતન કરવામાં આવે છે, તે બધે-બધું મિથ્યા જ છે, આમાં કોઈ શંકા નથી.'

શાસ્ત્રોમાં, સંતવાણીમાં પરમાત્માનું જે વર્ણન થયું છે, તે પરમાત્મતત્ત્વનું લક્ષ્ય કરાવવાને માટે જ છે. કારણ કે પરમાત્માનું વર્ણન નથી કરી શકાતું બલકે શાખાચંદ્રન્યાયથી પરમાત્માનો નિર્દેશ કરી શકાય છે. તેથી શાસ્ત્ર અને સંત શબ્દોથી શબ્દાતીતનું લક્ષ્ય કરાવે છે, વર્ણનથી વર્ણનાતીતનું લક્ષ્ય કરાવે છે. જેવી રીતે લક્ષ્ય સુધી બંદૂક નથી પહોંચતી, બલકે ગોળી પહોંચે છે, એવી જ રીતે પરમાત્મા સુધી શબ્દ (વર્ણન) નથી પહોંચતો, બલકે પરમાત્માનો ઉદ્દેશ્ય હોવાથી સાધકોનો ભાવ પરમાત્મા સુધી પહોંચે છે. પરંતુ આ દૃષ્ટાંત પણ બરાબર નથી બેસતું, કેમકે હકીકતમાં સાધકનો ભાવ પરમાત્મા સુધી નથી પહોંચતો, બલકે માત્ર તેનો ભ્રમ, વહેમ-અજ્ઞાન નાબૂદ થાય છે, જેથી તેને પોતાનામાં જ નિત્ય પ્રાપ્ત પરમાત્મતત્ત્વનો અનુભવ થઈ જાય છે. તાત્પર્ય છે કે શબ્દથી પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ નથી થતી બલકે તેની અપ્રાપ્તિનો વહેમ દૂર થાય છે.

શબ્દમાં અચિંત્ય શક્તિ છે. જ્યારે મનુષ્ય સૂએ છે, ત્યારે ઇન્દ્રિયો મનમાં, મન બુદ્ધિમાં, બુદ્ધિ અવિદ્યા(અજ્ઞાન)માં લીન થઈ જાય છે. પરંતુ જ્યારે સૂતેલા મનુષ્યનું નામ લઈને તેને પોકારીએ છીએ, ત્યારે

તે જાગી જાય છે. તેથી શબ્દમાં એટલી શક્તિ છે કે તે અવિદ્યામાં લીન થયેલી શ્રવણેન્દ્રિય સુધી પણ પહોંચી જાય છે અને મનુષ્યને જગાડી દે છે.* અન્ય ઇન્દ્રિયોમાં તો પોતપોતાના અપરોક્ષ વિષયનું જ્ઞાન કરાવવાની જ શક્તિ છે, પણ શ્રવણેન્દ્રિયમાં અપરોક્ષ વિષયનું જ્ઞાન કરાવવાની સાથે સાથે પરોક્ષ વિષયનું પણ જ્ઞાન કરાવવાની શક્તિ છે. તાત્પર્ય છે કે જે વિષયને આપણે ચામડીથી સ્પર્શ નથી કરી શકતા, આંખોથી જોઈ નથી શકતા જીભથી ચાખી નથી શકતા અને નાકથી સૂંઘી નથી શકતા, તે વિષયને પણ આપણે કાનોથી સાંભળીને જાણી શકીએ છીએ. તે માટે બધાં સાધનોમાં 'શ્રવણ'ની મુખ્યતા છે. કાનોથી સાંભળીને જ તેના મુજબ કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગનું અનુષ્ઠાન કરવાથી આપણે પરમાત્મતત્ત્વનો અનુભવ કરીએ છીએ. જો કે આંખોથી શાસ્ત્રોને વાંચીને પણ પરોક્ષ વિષયનું જ્ઞાન થાય છે, તો પણ શબ્દનું લેખિતરૂપ હોવાથી તે પણ મૂળમાં શબ્દની શક્તિ જ છે. શાસ્ત્ર જ્ઞાન પણ જેવું અનુભવી પુરુષને સાંભળવાથી થાય છે, તેવું માત્ર વાંચવાથી નથી થતું★.

એક તો શબ્દની શક્તિ છે અને એક અનુભવની શક્તિ છે. અનુભવરહિત શબ્દ તો માત્ર દારૂગોળાથી ભરેલી બંદૂકના જેવો છે,

---

* **શબ્દશક્તેરચિન્ત્યત્વાત્ શબ્દાદેવાપરોક્ષધીઃ ।**
**પ્રસુપ્તઃ પુરુષો યદ્વત્ શબ્દેનૈવાવબુધ્યતે ॥** (સદાચાશનુસંધાનમ્ ૧૯)

'શબ્દમાં અચિંત્ય શક્તિ હોવાને કારણે જેવી રીતે સૂતેલો મનુષ્ય શબ્દમાત્રથી જાગી જાય છે, એવી જ રીતે પરમાત્મતત્ત્વ પણ શબ્દમાત્રથી પ્રત્યક્ષ થઈ જાય છે.'

**નિર્બલત્વાત્ અવિદ્યાયા આત્મત્વાત્ બોધરૂપિણઃ ।**
**શબ્દશક્તેરચિન્ત્યત્વાત્ વિદ્મસ્તં મોહહાનતઃ ॥**

'અવિદ્યાના દુર્બળ થવાથી અને આત્માના બોધસ્વરૂપ થવાથી અને શબ્દમાં અચિંત્ય શક્તિ હોવાથી મોહ નષ્ટ થવાથી આપણે પરમાત્મતત્ત્વને જાણી લઈએ છીએ.'

★ **વચન આગલે સન્તકા, હરિયા હસ્તી દન્ત ।**
**તાખ ન ટૂટે ભરમકા, સૈધે હી બિનું સન્ત ॥**

જે માત્ર અવાજ કરીને શાંત થઈ જાય છે, પણ અનુભવ-યુક્ત શબ્દ ગોળીથી ભરેલી બંદૂકના જેવો છે જે અવાજની સાથેસાથે ઘાયલ પણ કરે છે. તે માટે અનુભવી સંતની વાણીની શ્રોતા પર જેવી અસર પડે છે તેવી અસર બિનઅનુભવી પુરુષની વાણીની નથી પડતી. શાસ્ત્રમાં પણ આવ્યું છે કે જે વક્તામાં નીચે જણાવેલા ચાર દોષ હોય છે, તેમની વાણીની બીજાઓ પર અસર નથી પડતી અને તે વાણી વાસ્તવિક તત્ત્વનું વિવેચન પણ નથી કરી શકતી :

(૧) **ભ્રમ :** વસ્તુ જેવી હોય, તેવી ન દેખાય અને બીજી રીતે દેખાય એ 'ભ્રમ' છે. જો વક્તાના અંતઃકરણમાં સંસારની સત્તા અને મહત્તા હશે તો તે તત્ત્વની જે વાત કહેશે, તેની બીજાઓ પર અસર નહિ પડશે; કેમકે તેના અંતઃકરણમાં સંસારની સત્તા અને મહત્તા અખંડરૂપથી રહે છે. તેથી તેની વાત શીખેલી ન હોઈને અનુભવ કરેલી હોવી જોઈએ. જો તેને પોતાની વાત પર કોઈ શંકા હોય તો ચોખવટ કરી દેવી જોઈએ કે હું આ વિષયમાં નિઃસંદિગ્ધ નથી. નહિ છુપાવીને સ્પષ્ટરૂપથી કહેલી વાતની બીજાઓ પર અસર પડે છે.

(૨) **પ્રમાદ :** અસાવધાની (બેપરવા) ને 'પ્રમાદ' કહે છે. જો વક્તા જે વિષય જાણે છે, તેનું તત્પરતાથી વિવેચન નથી કરતો, મન લગાવીને બરાબર કહેતો નથી, બીજાઓને સમજાવવામાં ઉપેક્ષા (બેપરવા) કરે છે તો તેની વાતની બીજાઓ પર અસર નથી પડતી.

(૩) **લાલચ :** રૂપિયા-પૈસા, માન-મોટાઈ, આદર-સત્કાર, સુખ-આરામ વગેરે કાંઈ પણ મેળવવાની ઇચ્છાને 'લાલચ' કહે છે. જો વક્તામાં લાલચ હશે તો તે સ્પષ્ટ વાત નહિ કહી શકશે, બલકે તે જ વાત કહેશે જેનાથી સ્વાર્થ સરે છે. જો તેને સ્વાર્થમાં વિઘ્ન લાગતું દેખાશે તો તે સાચી વાતને પણ છૂપાવી દેશે.

(૪) **કરણાપાટવ :** કરણોમાં હોશિયારી, કુશળતા ન હોવાને

'કરણાપાટવ' કહે છે. વક્તા જે મન, બુદ્ધિ, ઇન્દ્રિયો વગેરે કરણોથી પોતાનો ભાવ પ્રગટ કરે છે, તેમાં કુશળતા નથી, તે શ્રોતાની ભાષાને નથી જાણતો, શ્રોતાના ભાવ, યોગ્યતા વગેરેને નથી સમજતો, શ્રોતાઓને તેમની લાયકાત મુજબ સમજાવવાને માટે તે દૃષ્ટાંત, યુક્તિ વગેરે નથી જાણતો તો તેની વાત બીજાઓની સમજમાં નથી આવતી અને તેની અસર પણ નથી પડતી.

વાણીના આ ચારેય દોષોથી રહિત વક્તા બહુ દુર્લભ હોય છે. શાસ્ત્રમાં આવ્યું છે :

**શતેષુ જાયતે શૂરઃ સહસ્ત્રેષુ ચ પંડિતઃ ।**
**વક્તા શતસહસ્ત્રેષુ દાતા જાયેત વા ન વા ॥**

(વ્યાસસ્મૃતિ ૪ । ૫૮-૫૯; સ્કન્દપુરાણ મા૦ કુમા૦ ૨ । ૭૦)

'સેંકડો મનુષ્યોમાં કોઈ એક શૂર પેદા થાય છે, હજારોમાં કોઈ એક પંડિત પેદા થાય છે, લાખોમાં કોઈ એક વક્તા પેદા થાય છે, દાતા તો પેદા થાય પણ અથવા ન પણ થાય !



# ૮. મુક્તિમાં સૌનો સમાન અધિકાર

મુક્તિ અથવા તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાં ખાસ બાધક છે—અહંકાર. જડ પ્રકૃતિનું કાર્ય શરીરને પોતાનું સ્વરૂપ માની લેવાથી અહંકાર એટલે કે દેહાભિમાન પેદા થાય છે. અહંકારથી એકદેશીયતા પેદા થાય છે તથા એકદેશીયતાથી પછી વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેને લીધે સેંકડો - હજારો ભેદ પેદા થાય છે, જેમ કે હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું, હું વૈશ્ય છું, હું શૂદ્ર છું, હું બ્રહ્મચારી છું, હું ગૃહસ્થ છું, હું વાનપ્રસ્થ છું, હું સંન્યાસી છું વગેરે વગેરે. સારાંશ છે કે બધા ભેદ અહંકારથી જ પેદા થાય છે. જ્યાં સુધી અહંકાર રહે છે ત્યાં સુધી ભેદનો નાશ નથી થતો. જ્યાં ભેદ છે, ત્યાં જ્ઞાન નથી અને જ્યાં જ્ઞાન છે ત્યાં ભેદ નથી. તેથી મુક્તિ અથવા તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અહંકાર નાબૂદ થવાથી જ થાય છે. એટલા માટે ગીતામાં જ્યાં જ્ઞાન મેળવવાનાં સાધનોનું વર્ણન આવ્યું છે, ત્યાં (સાધનમાં પણ) અહંકારથી રહિત થવાની વાત કહેવામાં આવી છે. **'અનહંકાર એવ ચ'** (૧૩-૮). કારણ કે જ્ઞાનપ્રાપ્તિમાં દેહાભિમાન મુખ્ય બાધા છે.

**અવ્યક્તા હિ ગતિર્દુઃખં દેહવદ્‌ભિરવાપ્યતે ॥**

(ગીતા ૧૨ । ૫)

'દેહાભિમાનીઓના દ્વારા અવ્યક્ત-વિષયક ગતિ કઠિનતાથી પ્રાપ્ત કરવામાં આવે છે.'

**સંસૃત મૂલ સૂલપ્રદ નાના । સકલ સોક દાયક અભિમાના ॥**

(માનસ ૭ । ૭૪ । ૩)

તેથી જ કહે છે કે 'હું બ્રાહ્મણ છું,' 'હું સંન્યાસી છું' અને

જે કહે છે કે 'હું અંત્યજ છું,' 'હું ગૃહસ્થ છું' તે બંનેના દેહાભિમાનમાં શું ફરક થયો ? દેહાભિમાનની દૃષ્ટિથી બંનેય સમાન છે. દેહનો અધ્યાય જ બ્રાહ્મણ, સંન્યાસી વગેરે છે. અને દેહનો અધ્યાસ જ અંત્યજ, ગૃહસ્થ વગેરે છે. વાસ્તવમાં તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ ન બ્રાહ્મણને થાય છે, ન ક્ષત્રિયને થાય છે, ન વૈશ્યને થાય છે, ન શૂદ્રને થાય છે, ન બ્રહ્મચારીને થાય છે, ન ગૃહસ્થને થાય છે, ન વાનપ્રસ્થને થાય છે. ન સંન્યાસીને થાય છે. બલકે જિજ્ઞાસુને થાય છે. સારાંશ છે કે જે તીવ્ર જિજ્ઞાસુ હોય છે, તે બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે નથી હોતો :

**નાહં મનુષ્યો ન ચ દેવયશ્રૌ**
**ન બ્રાહ્મણક્ષત્રિવૈશ્યશૂદ્રઃ ।**
**ન બ્રહ્મચારી ન ગૃહી વનસ્થો**
**ભિક્ષુર્ન ચાહં નિજબોધરૂપઃ ॥**

(હસ્તામલકસ્તોત્ર)

**સંતો, અબ હમ આપા ચીન્હા ।**
**નિજ સ્વરૂપ પ્રાપ્ત હૈ નિત હી, અચરજ સહિત સ કીન્હા ॥**
**ના હમ માનુષ દેવતા નાહીં, ના ગિરહી વનખંડી ।**
**બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યહુ નાહીં, ના હમ શૂદ્ર દંડી ॥**
**ના હમ જ્ઞાની ચતુર ન મૂરખ, ના હમ પંડિત પોથી ।**
**ના હમ સાગર ન મરજીવા, ના હમ સીપ ન મોતી ॥**
**ના હમ સ્વર્ગલોક કો જાતે, ના હમ નરક સિધારે ।**
**હમ સબ રૂપ સબન તે ન્યારા, ના જીતા ના હારે ॥**
**ના હમ અમર મરે ના કબહૂઁ, કબીર જ્યોં-કા-ત્યોં હી ।**
**વ્યાસ કપિલ મુનિ વામદેવ ઋષિ, સબકા અનુભવ યોં હી ॥**

તેથી જિજ્ઞાસુમાં ન તો વર્ણ, આશ્રમ, સંપ્રદાય વગેરેનું અભિમાન હોવું જોઈએ, ન તો તેનો આગ્રહ હોવો જોઈએ અને ન તો બીજા

વર્ણ, આશ્રમ તરફ ઊંચ નીચનો ભાવ જ હોવો જોઈએ. વર્ણ આશ્રમ વગેરેનો ભેદ મનુષ્યોની મર્યાદાને માટે છે અને મર્યાદા સંસારના સંચાલનને માટે છે. પરંતુ મુક્તિને માટે વર્ણ, આશ્રમ વગેરેનો ભેદ જરૂરી નથી. કારણ કે મુક્તિ શરીરની નથી થતી, બલ્કે સ્વયંની થાય છે, જે મુક્તસ્વરૂપ જ છે. વર્ણ-આશ્રમનો ભેદ શરીરને લીધે છે. જ્યારે શરીર પોતાનું સ્વરૂપ પોતાનું સ્વરૂપ છે જ નહીં તો પછી વર્ણ આશ્રમનો ભેદ પોતાનું સ્વરૂપ કેવી રીતે ?

**તસ્માદન્યગતા વર્ણા આશ્રમા અપિ નારદ ।**
**આત્મન્યારોપિતાઃ સર્વે ભ્રાન્ત્યા તે નાત્મવેદિના ॥**

(નારદપરિવ્રાજક૦ ૬-૧૪)

'નારદ ! તમામ વર્ણ અને આશ્રમ અન્યગત (શરીરગત) હોવા છતાં પણ ભ્રાંતિવશ આત્મામાં આરોપિત કરી લેવામાં આવે છે, પરંતુ આત્મવેત્તા પુરુષ એવું નથી કરતા.'

એટલા માટે મુક્તિ થવાથી સ્વયંનો શરીરથી સંબંધ-વિચ્છેદ થાય છે. શરીરના સંસારથી સંબંધ-વિચ્છેદ નથી થતો એટલે કે સ્વયં શરીરથી અસંગ (અલગ) થાય છે, શરીર સંસારથી અસંગ નથી થતું. કારણ કે પ્રતિક્ષણ બદલવાવાળા શરીરનો સંબંધ સંસારથી છે, સ્વયંથી નથી.

વર્ણ-આશ્રમની માન્યતા માત્ર વેશને માટે છે. આપણું સ્વરૂપ બ્રાહ્મણ વગેરે નથી. જેમ કે નાટકમાં લક્ષ્મણ બનેલ વ્યક્તિ બહારથી પોતાના વેશનું યોગ્ય રીતે પાલન કરતો રહીને પણ ભીતરથી પોતાને લક્ષ્મણ નથી માનતો. તેની ભીતર નિરંતર એ ભાવ રહે છે કે આ તો વેશ છે, ખરેખર હું લક્ષ્મણ છું જ નહીં એવી જ રીતે બહારથી પોતાના વર્ણ-આશ્રમનું શાસ્ત્ર અને લોકમર્યાદાની મુજબ યોગ્ય રીતે

પાલન કરતાં રહીને પણ ભીતરમાં એ ભાવ રહેવો જોઈએ કે હું તો ભગવાનનો અંશ છું !

જે જે વર્ણ - આશ્રમનો હોય તે વર્ણ-આશ્રમના અનુસાર વિહિતકર્મોનું યોગ્ય રીતે પાલન કરે અને નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરે તો તેની અહંતા સુગમતાપૂર્વક છૂટી જશે. જો તે કરવા યોગ્ય કર્મની સાથે સાથે નિષિદ્ધ કર્મ પણ કરતો રહેશે તો તેની અહંતા છૂટશે નહીં. ન કરવા યોગ્યના ત્યાગ પર એટલું જોર રહેવું જોઈએ કે ભૂલથી પણ મન તે તરફ ન જાય. જેમ કે રાજા દુષ્યંતનું મન શકુંતલાની તરફ ચાલ્યું ગયું તો તેમને દૃઢ વિશ્વાસ થઈ ગયો કે તે બ્રાહ્મણ-કન્યા નથી, બલકે ક્ષત્રિય -કન્યા જ છે. કારણ કે જો એ બ્રાહ્મણ કન્યા હોત તો મારું મન તેની તરફ જાત જ નહીં !

**અસંશયં ક્ષત્રપરિગ્રહક્ષમા યદાર્યમસ્યામભિલાષિ મે મન।**
**સતાં હિ સન્દેહપદેષુ વસ્તુષુમાણમન્તઃકરણપ્રવૃત્તયઃ ॥**

(અભિજ્ઞાન૦ ૧ । ૨૧)

'આમાં સંદેહ નથી કે આ ક્ષત્રિય દ્વારા ગ્રહણ કરવા યોગ્ય છે, જેથી મારું વિશુદ્ધ મન પણ આને ચાહે છે, કેમ કે જ્યાં સંદેહ હોય, ત્યાં સત્પુરુષોના અંતઃકરણની પ્રવૃત્તિ જ પ્રમાણમાં હોય છે.'

આ જ વાત ભગવાન રામની બાબતમાં પણ આવે છે. તેમનું મન સીતાજી તરફ ગયું તો તેઓ સમજી ગયા કે આ પરનારી નથી, કેમ કે મારો સંબંધ આની સાથે થવાનો છે :

**રઘુબંસિન્હ કર સહજ સુભાઊ । મનુ કુપંથ પગુ ધરઈ ન કાઊ ॥**
**મોહિ અતિસય પ્રતીતિ મન કેરી । જેહિં સપનેહુઁ પરનારિ ન હેરી ॥**

(માનસ૦ ૧ । ૨૩૧ । ૩)

જેઓ પોતાને કોઈ એક વર્ણ અને આશ્રમના માને છે, તેઓ

શાસ્ત્રીય વિધિ-નિષેધના અધિકારરી થાય છે. જો તેઓ નિષિદ્ધનો ત્યાગ કરીને વિહિત (પોતાના કર્તવ્ય)નું પાલન કરે તો તેમની ઉન્નતિ જરૂર થશે. જો તેઓ નિષ્કામ ભાવથી પોતાના કર્તવ્યનું પાલન કરે અને પોતાની અહંતાને બદલી દે કે હું કોઈ વર્ણ-આશ્રમનો નથી. બલકે માત્ર યોગી જિજ્ઞાસુ અથવા ભક્ત છું તો તેઓ મુક્તિના અધિકારી થઈ જશે.

બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે વર્ણોની રચના પ્રકૃતિજન્ય ગુણોના મુજબ થાય છે, જેમ કે–સત્ત્વગુણની પ્રધધનતાથી બ્રાહ્મણની રજોગુણની પ્રધાનતા તથા સત્ત્વગુણની ગૌણતાથી ક્ષત્રિયની, રજોગુણની પ્રધાનતા અને તમોગુણની ગૌણતાથી વૈશ્યની અને તમોગુણની પ્રધાનતાથી શૂદ્રની રચના કરવામાં આવી છે. જેનામાં બ્રાહ્મણત્ત્વનું અભિમાન અને આગ્રહ છે, તેની સ્થિતિ ગુણોમાં હોવાથી ગુણોના અનુસાર જ તેની ઊંચી-નીચી ગતિ થશે, પણ મુક્તિ નહીં થશે–**'કારણં ગુણસંગોડસ્ય સદસદ્યોનિજન્મસુ'** (ગીતા ૧૩ । ૨૧). ગુણોના અભિમાનવાળો ગુણાતીત કેવી રીતે થઈ શકે છે ? નથી થઈ શકતો. ગુણાતીત થવાથી વર્ણ-આશ્રમનું અભિમાન અને આગ્રહ નથી રહી શકતા. તેથી પોતાના વર્ણ-આશ્રમનું અભિમાન અને આગ્રહ છોડીને બહારથી વર્ણ–આશ્રમની મર્યાદાનું પાલન કરવું અને ભીતરથી 'હું તો માત્ર ભગવાનનો છું, કોઈ વર્ણ–આશ્રમનો નથી.' આવો ભાવ રાખવો ખૂબ જરૂરી છે.

જ્યારે સાધકનો ઉદ્દેશ્ય એકમા્ર પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરવાનો થઈ જાય છે ત્યારે તે પોતાને માત્ર યોગી, માત્ર જિજ્ઞાસુ અથવા માત્ર ભક્ત માને છે. આવું માનવાથી જ તે સાચો સાધક બને છે. અને તેના દ્વારા નિરંતર સાધન થાય છે. જો તે પોતાને સાધક

માનવાની સાથે સાથે 'હું બ્રાહ્મણ છું, હું શૂદ્ર છું, હું ગૃહસ્થ છું, હું સંન્યાસી છું, હું સ્ત્રી છું, હું પુરુષ છું, હું બાળક છું, હું વૃદ્ધ છું, હું રોગી છું, હું નિરોગી છું,' વગેરે પણ માનશે તો તેના સાધનમાં અદઢતા (ખામી) રહેશે જે તેના કલ્યાણમાં બાધક થશે. તેણે એવું થવું જોઈએ કે તે પોતાના સાધનમાં એટલો તલ્લીન થઈ જાય કે સાધક ન રહે, સાધનમાત્ર રહી જાય એટલે યોગી ન રહે, યોગમાત્ર રહી જાય, જિજ્ઞાસુ ન રહે, જિજ્ઞાસામાત્ર રહી જાય, ભક્ત ન રહે ભક્તિમાત્ર રહી જાય. સાધન માત્ર રહેવાથી જ સાધ્યથી જ એક થઈ જાય છે. એટલે કે સાધ્ય તત્ત્વની પ્રાપ્તિ થઈ જાય છે.

શાસ્ત્રમાં એવાં અનેક વચન મળે છે જેનાથી સિદ્ધ થાય છે કે પ્રત્યેક વર્ણ અને આશ્રમનો મનુષ્ય તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, જેમ કે :

**તસ્માજ્જ્ઞાનં સર્વતો માર્ગિતવ્યં સર્વત્રસ્થં ચૈતદુક્તં મયા તે ।**
**તત્સ્થો બ્રહ્મા તસ્થિવાંશ્ચાપરો યસ્તસ્મૈ નિત્યં મોક્ષમાહુર્નરેન્દ્ર ॥**

(મહા૦ શાન્તિ૦ ૩૧૮ । ૯૨)

'નરેન્દ્ર ! બધી બાજુએથી જ્ઞાન પ્રાપ્ત કરવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. આ તો હું તને બતાવી જ ચૂક્યો છું કે તમામ વર્ણોના લોકો પોતપોતાના આશ્રમમાં રહીને જ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. તેથી બ્રાહ્મણ હોય અથવા બીજા કોઈ વર્ણનો હોય, જે મનુષ્ય જ્ઞાનમાં સ્થિત છે, તેને માટે મોક્ષ નિત્ય પ્રાપ્ત છે.'

**સ્વે સ્વે કર્મણ્યભિરતઃ સંસિદ્ધિં લભતે નરઃ ।**

(ગીતા ૧૮ । ૪૫)

'પોતપોતાના કર્મમાં તત્પરતાપૂર્વક લાગે તો મનુષ્ય સમ્યક્ સિદ્ધિ (પરમાત્મતત્ત્વ) ને પ્રાપ્ત કરી લે છે.'

**સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ ॥**

(ગીતા ૧૮ । ૪૬)

'તે પરમાત્માનું પોતાનાં કર્મ દ્વારા પૂજન કરીને મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત કરી લે છે.'

તાત્પર્ય એ છે કે જે પદને બ્રાહ્મણ પોતાના કર્તવ્યનું પાલન કરીને પ્રાપ્ત કરે છે, તે પદને શૂદ્ર પણ પોતાના કર્તવ્યનું પાલન કરીને કરી શકે છે. આટલું જ નહીં, તીવ્ર જિજ્ઞાસા થવાથી પાપીમાં પાપી મનુષ્યને પણ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે :

**અપિ ચેદસિ પાપેભ્યઃ સર્વેભ્યઃ પાપકૃત્તમઃ ।**
**સર્વં જ્ઞાનપ્લવેનૈવ વૃજિનં સંતરિષ્યસિ ॥**

(ગીતા ૪ । ૩૬)

'જો તું બધાં પાપીઓથી પણ વધુ પાપી છે, તો પણ તું જ્ઞાનરૂપી નૌકાના દ્વારા નિઃસંદેહ સઘળા પાપ-સમુદ્રથી સારી રીતે તરી જશે.'

પ્રભુભક્તિના તો માત્ર મનુષ્ય અધિકારી છે :

**આનિન્દ્યોન્યધિક્રિયતે પારમ્પર્યાત્ સામાન્યવત્ ।**

(શાંડિલ્ય૦ ૭૮)

'જેમ કે દયા, ક્ષમા વગેરે સામાન્ય ધર્મોના માત્ર મનુષ્ય અધિકારી છે, એવી જ રીતે પ્રભુભક્તિના નીચમાં નીચ યોનિથી લઈને ઉચ્ચમાં ઉચ્ચ યોનિ સુધી સઘળાં પ્રાણીઓ અધિકારી છે.'

**નાસ્તિ તેષુ જાતિવિદ્યારૂપકુલધનક્રિયાદિ ભેદઃ ।**

(નારદ૦ ૭૨)

'તે ભક્તોમાં જાતિ, વિદ્યા, રૂપ, કુળ, ધન, ક્રિયા વગેરેનો ભેદ નથી.'

**માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય યેઅપિ સ્યુઃ પાપયોનયઃ।**
**સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાન્તિ પરાં ગતિમ્ ॥**
**કિં પુનર્બ્રાહ્મણાઃ પુણ્યા ભક્તા રાજર્ષયસ્તથા ॥**

(ગીતા ૯ । ૩૨-૩૩)

'હે પાર્થ ! જે પણ પાપયોનિઓવાળાઓ હોય, તથા જે પણ સ્ત્રીઓ, વૈશ્ય અને શૂદ્ર હોય, તેઓ પણ દરેક રીતે મને શરણે થઈને નિઃસંદેહ પરમગતિને પ્રાપ્ત થઈ જાય છે. પછી જે પવિત્ર આચરણવાળાઓ બ્રાહ્મણ અને ઋષિસ્વરૂપ ક્ષત્રિય ભગવાનના ભક્ત હોય, તેઓ પરમગતિને પ્રાપ્ત થઈ જાય, તેમાં તો કહેવાનું જ શું છે !'

**કિરાતહૂણાન્ધ્રપુલિન્દપુલ્કસા આભીરકંગા યવનાઃ ખસાદયઃ।**
**યેઅન્યે ચ પાપા યદુપાશ્રયાશ્રયાઃ શુદ્ધયન્તિ તસ્મૈ પ્રભવિષ્ણવે નમઃ ॥**

(શ્રીમદ્ભા. ૨ । ૪ । ૧૮)

'જેના આશ્રિત ભક્તોનો આશ્રય લઈને કિરાત, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, આભીર, કંક, યવન, ખાસ વગેરે અધમ જાતિના લોકો અને આના સિવાય બીજા પાપી લોકો પણ શુદ્ધ થઈ જાય છે, તે જગત્પ્રભુ ભગવાન વિષ્ણુને નમસ્કાર છે.'

**જાતિ પાઁતિ કુલ ધર્મ બડાઈ । ધન બલ પરિજન ગુન ચતુરાઈ ॥**
**ભગતિ હીન નર સોહઈ કૈસા । બિનુ જલ બારિદ દેખિઅ જૈસા ॥**

(માનસ ૩ । ૩૫ । ૩)

**વ્યાધસ્યાચરણં ધ્રુવસ્ય ચ વયો વિદ્યા ગજેન્દ્રસ્ય કા**
**કા જાતિર્વિદુરસ્ય યાદવપતેરુગ્રસ્ય કિં પૌરુષમ્ ।**
**કુબ્જાયાઃ કિમુ નામરૂપમધિકં કિં તત્સુદામ્નો ધનં**
**ભક્ત્યા તુષ્યતિ કેવલં ન ચ ગુણૈર્ભક્તિપ્રિયો માધવઃ ॥**

'વ્યાધનું કયું શ્રેષ્ઠ આચરણ હતું ? ધ્રુવની કઈ મોટી ઉમર હતી ?

ગજેન્દ્રની પાસે કઈ વિદ્યા હતી ? વિદુરની કઈ ઊંચી જાતિ હતી ? યદુપતિ ઉગ્રસેનનું કયું પરાક્રમ હતું ? કુબ્જાનું કયું સુંદર રૂપ હતું ? તો પણ તે લોકોને ભગવાનની પ્રાપ્તિ થઈ ગઈ ! કારણ કે ભગવાનને માત્ર ભક્તિ જ વહાલી છે. તેઓ માત્ર ભક્તિથી જ સંતુષ્ટ થાય છે, આચરણ, વિદ્યા વગેરે ગુણોથી નહીં.'

**નાલં દ્વિજત્વં દેવત્વમૃષિત્વં વાસુરાત્મજાઃ ।**
**પ્રીણનાય મુકુન્દસ્ય ન વૃત્તં ન બહુજ્ઞતા ॥**
**ન દાનં ન તપો નેજ્યા ન શૌચં ન વ્રતાનિ ચ ।**
**પ્રીયતેઅમલયા ભક્ત્યા હરિરન્યદ્ વિડમ્બનમ્ ॥**
**દૈતેયા યક્ષરક્ષાંસિ સ્ત્રિયઃ શૂદ્રા વ્રજૌકસઃ ।**
**ખગા મૃગાઃ પાપજીવાઃ સન્તિ હ્યચ્યુતતાં ગતાઃ ॥**

(શ્રીમદ્ભા૦ ૭ । ૭ । ૫૧-૫૨, ૫૪)

'દૈત્યબાળકો ! ભગવાનને પ્રસન્ન કરવાને માટે માત્ર બ્રાહ્મણ, દેવતા યા ઋષિ થવું, સદાચાર અને વિવિધ જ્ઞાનોથી સંપન્ન થવું તથા દાન, તપ, યજ્ઞ, શારીરિક અને માનસિક પવિત્રતા અને મોટાં મોટાં વ્રતોનું અનુષ્ઠાન જ પૂરતું નથી. ભગવાન માત્ર નિષ્કામ પ્રેમ ભક્તિથી જ પ્રસન્ન થાય છે. બાકી તો બધું વિડંબનામાત્ર છે ! ભગવાનની ભક્તિના પ્રભાવથી દૈત્ય, યક્ષ, રાક્ષસ, સ્ત્રીઓ, શુદ્ર, ગોપાલક, અહીર, પક્ષી, મૃગ અને અનેક પાપી જીવો પણ પ્રભુભાવને પ્રાપ્ત થઈ ગયા છે.'

આટલું જ નહીં, પાપીમાં પાપી મનુષ્ય પણ ભક્તિનો અધિકારી થઈ શકે છે.

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**
**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**
**કૌન્તેય પ્રતિજાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥**

(ગીતા ૯ । ૩૦-૩૧)

'જો કોઈ દુરાચારીમાં દુરાચારી પણ અનન્ય ભાવથી મારું ભજન કરે છે તો તેને સાધુ જ માનવો જોઈએ. કારણ કે તેણે નિશ્ચય ઘણી ઉત્તમ અને સારી રીતે કરી લીધો છે. તે તત્કાળ ધર્માત્મા થઈ જાય છે અને કાયમી રહેવાવાવાળી શાંતિને પ્રાપ્ત થઈ જાય છે. હે કુંતીનંદન ! તું પ્રતિજ્ઞા કર કે મારા ભક્તનો વિનાશ (પતન) નથી થતો.'

તાત્પર્ય છે કે ભગવાનનો અંશ હોવાથી જીવમાત્રમાં ભગવાનની તરફ ચાલવાનો, ભગવાનને પ્રાપ્ત કરવાનો અધિકાર, સ્વતંત્રતા અને સામર્થ્ય આપમેળે છે. દરેક જીવ સ્વરૂપથી નિત્ય શુદ્ધ-બુદ્ધ મુક્તસ્વરૂપ છે - **'અયમાત્મા બ્રહ્મ', 'તત્ત્વમસિ ।'** તેથી જીવમાત્ર સ્વરૂપ - બોધમાં અધિકારી, સ્વતંત્ર અને સમર્થ છે.

વર્ણ, આશ્રમ વગેરેને લીધે એવું માનવું કે અમુક વર્ણ અથવા આશ્રમના મનુષ્ય તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિના અધિકારી છે અને અમુક વર્ણ અથવા આશ્રમના મનુષ્ય તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિના અધિકારી નથી - એ શાસ્ત્ર અને યુક્તિસંગત નથી દેખાતું. ઉત્થાન અને પતન દરેક વર્ણ-આશ્રમમાં થઈ શકે છે. દરેક વર્ણ-આશ્રમના મનુષ્ય તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. આટલું જ નહીં, તે તત્ત્વજ્ઞાન આપવાનો અધિકારી પણ થઈ શકે છે.

**પ્રાપ્ય જ્ઞાનં બ્રાહ્મણાત્ ક્ષત્રિયાદ્ વા**
**વૈશ્યાચ્છૂદ્રાદપિ નીચાદભીક્ષ્ણમ્ ।**
**શ્રદ્ધાતવ્યં શ્રદ્દધાનેન નિત્યં**
**ન શ્રદ્ધિનં જન્મમૃત્યુ વિશેતામ્ ॥**

(મહા૦ શાન્તિ૦ ૩૧૮ । ૮૮)

'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અથવા નીચ વર્ણમાં પેદા થયેલા મનુષ્યથી પણ જો જ્ઞાન મળતું હોય તો તે મેળવીને મનુષ્યે સદા તેના પર શ્રદ્ધા રાખવી જોઈએ. જેની ભીતર શ્રદ્ધા છે, તે મનુષ્યમાં જન્મ-મૃત્યુનો પ્રવેશ થઈ શકતો નથી.

ઉદાહરણ તરીકે વેદવ્યાસજીના પુત્ર શુકદેવજી જ્ઞાન-પ્રાપ્તિને માટે રાજર્ષિ જનકની પાસે ગયા હતા. બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાને માટે એકસાથે છ ઋષિ મહારાજ અશ્વપતિની પાસે ગયા હતા. આ પ્રસંગમાં શંકરાચાર્ય મહારાજનાં આ વચનો ધ્યાન આપવા યોગ્ય છે :

**'યત એવં મહાશાલા મહાશ્રોત્રિયા બ્રાહ્મણાઃ સન્તો મહાશાલત્વાદ્યભિમાનં હિત્વા સમિદ્ભારહસ્તા જાતિતો હીનં રાજાનં વિદ્યાર્થિનો વિનયેનોપજગ્મુઃ'** (છાંદોગ્ય૦ ૫ । ૧૧ । ૭નું ભાષ્ય).

'આ રીતે મહાગૃહસ્થ અને પરમક્ષોત્રિય બ્રાહ્મણ હોવા છતાં પણ તેઓ મહાગૃહસ્થત્વ વગેરેનું અભિમાન છોડીને, હાથોમાં સમધિઓ લઈને તથા વિદ્યાર્થી બનીને પોતાનાથી નીચી જાતિવાળા રાજાની પાસે વિનયપૂર્વક ગયા હતા. આ માટે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા બીજા પુરુષોએ પણ આવા જ થવું જોઈએ.'

નીચ વર્ણમાં જન્મેલા હોવા છતાં પણ વિદુર, કબીર, રૈદાસ, સદન, કસાઈ, ધર્મવ્યાધ વગેરે અનેક મહાપુરુષ જીવનમુક્ત, તત્ત્વજ્ઞ, ભગવત્-પ્રેમી માનવામાં આવે છે અને ઊંચા વર્ણમાં જન્મેલા હોવા

તાં પણ રાવણ વગેરે અનેક પાપીઓ થઈ ગયા છે. ગાર્ગી, દેવહૂતિ, શબરી, કુંતી, વ્રજગોપીઓ, મીરાંબાઈ વગેરે સ્ત્રી-જાતિનાં હતાં, સમાધિ તુલાધાર વગેરે વૈશ્ય હતા. વિદુર, સંજય, નિષાદરાજ ગુહ વગેરે શૂદ્ર હતા. પ્રહ્‌લાદ, વિભીષણ વગેરે અસુર તથા વૃત્રાસુર વગેરે રાક્ષસ હતા. ગજેન્દ્ર, જટાયુ, કબૂતર-કબૂતરી વગેરે પશુ-પક્ષી હતાં. આ બધામાં જે પણ વિલક્ષણતા, વિશેષતા હતી, તે કોઈ વર્ણ, આશ્રમ વગેરેને લીધે ન હતી, બલકે ભગવાનના સંબંધને લીધે હતી.*

---

* સત્સંગેન હિ દૈતેયા યાતુધાના મૃગાઃ ખગાઃ ।
ગંધર્વાપ્સરસો નાગાઃ સિદ્ધાશ્ચારણગુહ્યકાઃ ॥
વિદ્યાધરા મનુષ્યેષુ વૈશ્યાઃ શૂદ્રાઃ સ્ત્રિયોઅન્ત્યજાઃ ।
રજસ્તમઃપ્રકૃતયસ્તસ્મિંસ્તસ્મિન્ યુગેઅનઘ ॥
બહવો મત્પદં પ્રાપ્તાસ્ત્વાષ્ટ્રકાયાધવાદયઃ ।
વૃષપર્વા બાલિર્બાણો મયશ્ચાથ વિભીષણઃ ॥
સુગ્રીવો હનુમાનૃક્ષો ગજો ગૃધ્રો વણિકપથઃ ।
વ્યાધઃ કુબ્જા વ્રજે ગોપ્યો યજ્ઞપત્ન્યસ્તથાપરે ॥
તે નાધીતશ્રુતિગણા નોપાસિતમહત્તમાઃ ।
અવ્રતાતત્પતપસઃ સત્સંગાન્મામુપાગતાઃ ॥

(શ્રીમદ્‌ભા૦ ૧૧ । ૧૨ । ૩-૭)

ભગવાન બોલ્યા, 'હે નિષ્પાપ ઉદ્ધવજી ! આ એક યુગની નથી. બધા યુગોની એક જ વાત છે. સત્સંગ(મારા સંબંધ)ના દ્વારા દૈત્ય-રાક્ષસ, પશુ-પક્ષી, ગન્ધર્વ-અપ્સરા, નાગ, સિદ્ધ, ચારણ, ગુહ્યક અને વિદ્યાધરોને મારી પ્રાપ્તિ થઈ છે. મનુષ્યોમાં વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી અને અત્યંજ વગેરે રજોગુણી તમોગુણી - પ્રકૃતિના ઘણા જીવોએ મારું પરમપદ પ્રાપ્ત કર્યું છે. વૃત્રાસુર, પ્રહલાદ, વૃષપર્વા, બલિ, બાણાસુર, મયદાનવ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જાંબવાન, ગજેન્દ્ર, જટાયુ, તુલાધાર વૈશ્ય, ધર્મવ્યાધ, કુબ્જા વ્રજની ગોપીઓ, યજ્ઞપત્નીઓ અને બીજા લોકો પણ સત્સંગના પ્રભાવથી મને પ્રાપ્ત થયા છે. તે લોકોએ ન તો વેદોનો સ્વાધ્યાય કર્યો હતો અને ન વિધિપૂર્વક મહાપુરુષોની ઉપાસના જ કરી તી. તેમણે કૃચ્છ્રચાન્દ્રાયણ વગેરે વ્રત તથા કોઈ તપસ્યા પણ કરી ન હતી. બસ, માત્ર સત્સંગ, એટલે મારા સંબંધના પ્રભાવથી જ તેઓ મને પ્રાપ્ત થઈ ગયા.'

ભગવાનનો સંબંધ સ્વરૂપની સાથે છે. શરીરની સાથે નથી. ઊંચા વર્ણ-આશ્રમવાળો મનુષ્ય પણ જો ભગવાનથી વિમુખ છે, તેના ભાવ અને આચરણ શુદ્ધ નથી, તો તેનું મહાન પતન થઈ શકે છે, જેમ કે :

**યસ્તુ પ્રવ્રજિતો ભૂત્વા પુનઃ સેવેત મૈથુનમ્ ।**
**ષષ્ટિવર્ષસહસ્ત્રાણિ વિષ્ઠાયાં જાયતે કૃમિઃ ॥**

(વાયુપુરાણ)

'જે સંન્યાસ-આશ્રમમાં જાય અને પછી ફરી સ્ત્રીસંગ કરે છે, તે સાઠ હજાર વર્ષો સુધી નરકનો કીડો થાય છે.'

એક નીતિશાસ્ત્ર હોય છે, એક ધર્મશાસ્ત્ર હોય છે અને એક મોક્ષશાસ્ત્ર હોય છે. નીતિશાસ્ત્રમાં સ્વાર્થસિદ્ધિ છે, ધર્મશાસ્ત્રમાં વિધિ-નિષેધ છે અને મોક્ષશાસ્ત્રમાં સત્-અસત્‌નો વિવેક છે. નીતિથી ધર્મ અને ધર્મથી મોક્ષશાસ્ત્ર બળવાન હોય છે. વર્ણ-આશ્રમની વ્યવસ્થા ધર્મશાસ્ત્રમાં છે. મોક્ષશાસ્ત્રમાં નથી. વર્ણ, આશ્રમ વગેરે બધા ભેદ અસત્‌ના છે. સત્‌નો કોઈ ભેદ નથી. **'નેહ નાનાસ્તિ કિંચન'** (કઠ૦ ૨ । ૧ । ૧૧, બૃહદા૦ ૪ । ૪ । ૧૯) **'એકમેવાદ્વિતીયમ્'** (છાન્દોગ્ય. ૬ । ૨ । ૧). જ્યાં સત્-અસત્‌નો વિવેક હશે, ત્યાં તો અસત્‌નો ત્યાગ જ મુખ્ય રહેશે. તેથી ચાહે બ્રાહ્મણનું શરીર હોય, ચાહે શૂદ્રનું શરીર હોય, લોક-વ્યવહારમાં તો તેમાં ફરક રહેશે.* પણ પરમત્ત્મતત્ત્વની પ્રાપ્તિમાં કોઈ ફરક રહેશે જ નહીં. કારણ કે પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ શરીરથી સંબંધ-વિચ્છેદ કરવાથી થાય છે, તે ચાહે સારું હોય કે

---

* **સુનહુ તાત માયા કૃત ગુન અરુ દોષ અનેક ।**
**ગુન યહ ઉભય ન દેખિઅહિં દેખિઅ સો અબિબેક ॥**

(માનસ ૭ । ૪૧)

**'ગુણદોષદર્શિર્દોષો ગુણસ્તૂભયવર્જિતઃ ॥'**

(શ્રીમદ્‌ભા૦ ૧૧ । ૧૯ । ૪૫)

ખરાબ, તેનાથી શું મતલબ ?

કર્મોના અનુસાર જીવ નીચ યોનિથી ક્રમશઃ શૂદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ પણ બની શકે છે અને ક્રમશઃ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તથા નીચ યોનિમાં પણ જઈ શકે છે. ઊંચ-નીચનો આ ક્રમ (ગતિ) કર્માનુસાર ફળ ભોગવવાને માટે જ છે. મુક્તિમાં આવો કોઈ ક્રમ નથી. તેથી શાસ્ત્રમાં ક્યાંક કોઈ વર્ણ-આશ્રમને પ્રાપ્ત થઈને મુક્તિના અધિકારી થવાની વાત આવી છે તો તે કોઈ સિદ્ધાંત નથી, બલકે તે વ્યક્તિ વિશેષને માટે જ કહેવાયેલી વાત છે. ઇતિહાસના આધાર પર સત્યનો નિર્ણય નથી થઈ શકતો, કેમ કે કોણે કેવી પરિસ્થિતિમાં કર્યું અને કેમ કર્યું તથા કેવી પરિસ્થિતિમાં કંઈક કહ્યું અને કેમ કહ્યું - આની પૂરી ખબર પડતી જ નથી ! તેથી ઇતિહાસમાં આવેલી સારી વાતોથી માર્ગદર્શન તો મળી શકે છે, પણ સત્યનો નિર્ણય વિધિનિષેધથી જ થાય છે. ઇતિહાસ કરતાં વિધિ પ્રબળ છે અને વિધિથી પણ નિષેધ પ્રબળ છે તેથી આમ કરવું અથવા આમ કરવું - આ વિષયમાં ઇતિહાસને પ્રમાણ ન માનીને શાસ્ત્રના વિધિ-નિષેધને જ પ્રમાણ માનવાં જોઈએ.

કળિયુગમાં યોગ્ય વિધિ-વિધાનથી બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ આશ્રમનું પાલન કરીને સંન્યાસ આશ્રમમાં જવું તથા સંન્યાસ - આશ્રમના નિયમોનું પાલન કરવું ઘણું કઠણ છે. આ માટે શાસ્ત્રમાં સંન્યાસને કલિવજર્ય (કળિયુગમાં વર્જિત) માનવામાં આવ્યો છે.* જો એવું માનીએ કે સંન્યાસી થયા વિના મનુષ્ય કલ્યાણ-(મોક્ષ)નો અધિકારી નથી થઈ શકતો તો પછી કળિયુગમાં કોઈનું

* **અશ્વમેધં ગવાલમ્ભં સંન્યાસં પલપૈતૃકમ્ ।**
**દેવરેણ સુતોત્પત્તિઃ કલૌ પંચ વિવર્જયેત્ ॥**
(બ્રાહ્મવૈવર્ત૦ શ્રીકૃષ્ણ૦ ૧૧૫ । ૧૧૨-૧૧૩)

કલ્યાણ થશે જ નહીં, જ્યારે કે કળિયુગમાં બીજા યુગો કરતાં કલ્યાણ થવું ઘણું સહેલું બતાવવામાં આવ્યું છે !*

વિષ્ણુપુરાણમાં એક કથા આવે છે. એક વાર અનેક ઋષિઓ મળીને શ્રેષ્ઠતાનો નિર્ણય કરવાને માટે વેદવ્યાસજી મહારાજની પાસે ગયા. વેદવ્યાસજીએ આદર-સત્કારપૂર્વક તે સૌને બેસાડ્યા અને પોતે ગંગામાં સ્નાન કરવા ચાલ્યા ગયા. સ્નાન કરતાં તેમણે કહ્યું કે 'કળિયુગ, તું ધન્ય છે ! શૂદ્રો, તમે ધન્ય છો ! સ્ત્રીઓ તમે ધન્ય છો !'★ જ્યારે તેઓ સ્નાન કરીને પાછા આવ્યા, ત્યારે ઋષિઓએ તેમને કહ્યું કે મહારાજ ! આપે કળિયુગને, શૂદ્રોને અને સ્ત્રીઓને ધન્યવાદ કેમ આપ્યા ? આ અમારી સમજમાં નથી આવ્યું ! વેદવ્યાસજીએ કહ્યું કે કળિયુગમાં પોતપોતાના કર્તવ્યનું પાલન કરવાથી શૂદ્રો અને સ્ત્રીઓનું કલ્યાણ જલદી અને સરળતાથી થઈ જાય છે,

---

* **યત્કૃતે દશભિર્વર્ષૈસ્ત્રેતાયાં હાયનેન તત્ ।**
**દ્વાપરે તચ્ચ માસેન હ્યહોરાત્રેણ તત્કલૌ ॥**

(વિષ્ણુપુરાણ ૬ । ૨ । ૧૫)

'જે ફળ સત્યયુગમાં દસ વર્ષ તપસ્યા, બ્રહ્મચર્ય, જપ વગેરે કરવાથી મળે છે, તે મનુષ્ય ત્રેતામાં એક વર્ષ, દ્વાપરમાં એક માસ અને કળિયુગમાં માત્ર એક દિવસ-રાતમાં મેળવી લે છે.'

**કલિજુગ સમ જુગ આન નહિં જૌં ન કર બિસ્વાસ ।**
**ગાઈ રામ ગુન ગન બિમલ ભવ તર બિનહિં પ્રયાસ ॥**

(માનસ ૭ । ૧૦૩ ક)

★ **મગ્નોઅથ જાહ્નવીતોયાદુત્થાયાહ સુતો મમ ।**
**શૂદ્રસ્સાધુઃ કલિસ્સાધુરિત્યેવં શ્રૃણ્વતાં વચઃ ॥**
**તેષાં મુનીનાં ભૂયશ્ચ મમજ્જ સ નદીજલે ।**
**સાધુ સાધ્વિતિ ચોત્થાય શૂદ્ર ધન્યોઅસિ ચાબ્રવીત્ ॥**
**નિમગ્નશ્ચ સમુત્થાય પુનઃ પ્રાહ મહામુનિઃ ।**
**યોષિતઃ સાધુ ધન્યાસ્તાસ્તાભ્યો ધન્યતરોઅસ્તિ કઃ ॥**

(વિષ્ણુપુરાણ ૬ । ૨ । ૬-૮)

આ માટે આ ત્રણેય ધન્યવાદને પાત્ર છે.

જે વર્ણ-આશ્રમમાં જેટલા ઊંચા હોય છે, તેમને માટે ધર્મપાલન પણ એટલું જ કઠણ હોય છે. અને નીચે પડવાથી માર પણ એટલો જ વધારે લાગે છે ! ઊંચા કહેવડાવવાને કારણે દેહાભિમાન પણ વધારે થાય છે, તેથી કલ્યાણ પણ કઠણાઈથી થાય છે :

**નીચ નીચ સબ તર ગયે, રામ ભજન લવલીન ।**
**જાતિકે અભિમાન સે, ડૂબે સભી કુલીન ॥**
**જાત નહીં જગદીશ કે, જન કે કૈસે હોય ।**
**જાત પાઁત કુલ કીચ મેં, બંધ મરો મત કોય ॥**

તાત્પર્ય આ થયું કે લૌકિક વ્યવહાર (ભોજન વિવાહ વગેરે)માં તો જાતિની, વર્ણ-આશ્રમની જ પ્રધાનતા છે, પણ ભગવત્-પ્રાપ્તિમાં ભાવ અને વિવેકની પ્રધાનતા છે. તેથી ઊંચા વર્ણ, આશ્રમ વગેરેથી સંસારમાં અધિકાર મળી શકે છે. પણ ભગવાનને પ્રાપ્ત કરવાનો અધિકાર માત્ર ભગવાનના સંબંધથી જ મળે છે. જેમ કે બધે-બધાં બાળકો માના ખોળામાં બેસવાના સરખા અધિકારી છે, એવી જ રીતે ભગવાનના અંશ હોવાથી બધે-બધા જીવ ભગવાનને પ્રાપ્ત થવાના સમાન અધિકારી છે. જીવમાત્રનો ભગવાન પર પૂરો અધિકાર છે. તેથી ભગવત્-પ્રાપ્તિ ને મમટે કોઈ માનવીએ કદી નિરાશ નહીં થવું જોઈએ. બધે-બધાં મનુષ્ય પરમાત્મતત્ત્વને મુક્તિને, તત્ત્વજ્ઞાનને, કૈવલ્યને, ભગવત્-પ્રેમને, ભગવદ્દર્શનને* પ્રાપ્ત કરી શકે છે.

અહીં 'વ્રજસૂચી' નામનું ઉપનિષદ્ આપવામાં આવી રહ્યું છે. મુક્તિક ઉપનિષદમાં જ્યાં એકસો આઠ ઉપનિષદોનાં નામ આપવામાં

* 'ભગવાનને પોતાના માનવાનો સૌને અધિકાર છે. અનન્યભાવથી ભગવાનને પોતાના માનવાથી ભગવાનમાં પ્રેમ થઈ જાય છે.'

આવ્યાં છે, ત્યાં આ ઉપનિષદનું પણ નામ આવ્યું છે.*

## વજ્રસૂચિકોપનિષદ્

## શાંતિપાઠ

**'ઓમ આપ્યાયન્તુ મમાંગાનિ વાક્ પ્રાણશ્ચક્ષુઃ શ્રોત્રમથો બલમિન્દ્રિયાણિ ચ સર્વાણિ । સર્વં બ્રહ્મૌપનિષદ' માહં બ્રહ્મ નિરાકુર્યાં**

---

* ઈશકેનકઠપ્રશ્નમુણ્ડમાડૂક્યતિત્તિરિઃ ।
ઐતરેયં ચ છાન્દોગ્યં બૃહદારણ્યકં તથાકહ્યું ॥
બ્રહ્મકૈવલ્યજાબાલશ્વેતાશ્વો હંસ આરુણિઃકહ્યું ।
ગર્ભો નારાયણો હંસો બિન્દુર્નાદશિરઃ શિખા ॥
મૈત્રાયણી કૌષીતકી બૃહજ્જાબાલતાપની ।
કાલાગ્નિરુદ્રમૈત્રેયી સુબાસક્ષુરિમન્ત્રિકા ॥
સર્વસારં નિરાલમ્બં રહસ્યં વજ્રસૂચિકમ્ ।
તેજોનાદધ્યાનવિદ્યાયોગતત્ત્વાત્મબોધકમ્ ॥
પરિવ્રાટ્ ત્રિશિખી સીતા ચૂડા નિર્વાણમણ્ડલમ્ ।
દક્ષિણા શરભં સ્કન્દં મહાનારાયણાદ્વયમ્ ॥
રહસ્યં રામતપનં વાસુદેવં ચ મુદ્ગલમ્ ।
શાણ્ડિલ્યં પૈંગલં ભિક્ષુમહચ્છારીરકં શિખા ॥
તુરીયાતીતસંન્યાસપરિવ્રાજામાલિકા ।
અવ્યક્તૈકાક્ષરં પૂર્ણા સૂર્યાક્ષ્યધ્યાત્મકુણ્ડિકા ॥
સાવિત્ર્યાત્મા પાશુપતં પરં બ્રહ્માવધૂતકમ્ ॥
ત્રિપુરાતપનં દેવી ત્રિપુરા કઠભાવના ।
હૃદયં કુંડલી ભસ્મ રુદ્રાક્ષાગણદર્શનમ્ ॥
તારસારમહાવાક્યપંચબ્રહ્માગ્નિહોત્રકમ્ ।
ગોપાલતપનં કૃષ્ણં યાજ્ઞવલ્કયં વરાહકમ્ ॥
શાટ્યાયની હયગ્રીવં દત્તાત્રેયં ચ ગારુડમ્ ।
કલિતાજાબાલિસૌભાગ્યરહસ્યઋચમુક્તિકા ॥
એવમષ્ટોત્તરશતં ભાવનાત્રયનાશનમ્ ।
જ્ઞાનવૈરાગ્યદં પુંસાં વાસનાત્રયનાશનમ્ ॥
(મુક્તિકોપનિષદ્)

**મા મા બ્રહ્મ નિરાકરોત્ અનિરાકરણમમસ્ત્વનિરાકરણં મેઅસ્તુ । તદાત્મનિ નિરતે ય ઉપનિષત્સુ ધર્માસ્તે મયિ સન્તુ તે મયિ સન્તુ ॥**

**ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**

'હે પરબ્રહ્મ પરમાત્મન્ ! મારા તમામ અંગ, વાણી, પ્રાણ, નેત્ર,

---

૧. ઈશ, ૨. કેન, ૩. કઠ, ૪. પ્રશ્ન, ૫. મુંડક, ૬. માંણ્ડૂક્ય, ૭. તૈત્તિરીય, ૮. ઐતરેય ૯. છાન્દોગ્ય, ૧૦. બૃહદારણ્યક, ૧૧. બ્રહ્મ, ૧૨. કૈવલ્ય, ૧૩. જાબાલ, ૧૪. શ્વેતાશ્વતર, ૧૫. હંસ, ૧૬. આરુણિક, ૧૭. ગર્ભ, ૧૮. નારાયણ, ૧૯. પરમહંસ, ૨૦. અમૃતબિન્દુ, ૨૧. અમૃતનાદ, ૨૨. અથર્વશિરસ્, ૨૩. અથર્વશિખા, ૨૪. મૈત્રાયણી, ૨૫. કૌષીતકિબ્રાહ્મણ, ૨૬. બૃહજ્જાબાલ, ૨૭. નૃસિંહતાપનીય, ૨૮. કાલાગ્નિરુદ્ર, ૨૯. મૈત્રેયી, ૩૦. સુબાલ, ૩૧. ક્ષુરિકા, ૩૨. મન્ત્રિકા, ૩૩. સર્વસાર, ૩૪. નિરાલમ્બ, ૩૫. શુકરહસ્ય, ૩૬. વજ્રસૂચિકા, ૩૭. તેજોબિન્દુ, ૩૮. નાદબિન્દુ, ૩૯. ધ્યાનબિન્દુ, ૪૦. બ્રહ્મવિદ્યા, ૪૧. યોગતત્ત્વ, ૪૨. આત્મપ્રબોધ, ૪૩. નારદપરિવ્રાજક, ૪૪. ત્રિશિખિબ્રાહ્મણ, ૪૫. સીતા, ૪૬. યોગચૂડામણિ, ૪૭. નિર્વાણ, ૪૮. મણ્ડલબ્રાહ્મણ, ૪૯. દક્ષિણામૂર્તિ, ૫૦. શરભ, ૫૧. સ્કન્દ, ૫૨. ત્રિપાદ્વિભૂતિમહાનારાયણ, ૫૩. અદ્વયતારક, ૫૪. રામરહસ્ય, ૫૫. રામતાપનીય, ૫૬. વાસુદેવ, ૫૭. મુદ્ગલ, ૫૮. શણ્ડિલ્ય, ૫૯. પૈંગલ, ૬૦. ભિક્ષુક, ૬૧. મહત્, ૬૨. શારીરક, ૬૩. યોગશિખા, ૬૪. તુરીયાતીત, ૬૫. સંન્યાસ, ૬૬. પરમહંસપરિવ્રાજક, ૬૭. અક્ષમાલા, ૬૮. અવ્યક્ત, ૬૯. એકાક્ષર, ૭૦. અન્નપૂર્ણા, ૭૧. સૂર્ય, ૭૨. અક્ષિ, ૭૩. અધ્યાત્મ, ૭૪. કુંડિકા, ૭૫. સાવિત્રી, ૭૬. આત્મા, ૭૭. પાશુપત, ૭૮. પરબ્રહ્મ, ૭૯. અવધૂ, ૮૦. ત્રિપુરાતાપનીય, ૮૧. દેવી, ૮૨. ત્રિપુરા, ૮૩. કઠરુદ્ર, ૮૪. ભાવના, ૮૫. રુદ્રહૃદય, ૮૬. યોગકુંડલી, ૮૭. ભસ્મજાબાલ, ૮૮. રુદ્રાક્ષજાબાલ, ૮૯. ગણપતિ, ૯૦. જાબાલદર્શન, ૯૧. તારસાર, ૯૨. મહાવાક્ય, ૯૩. પંચબ્રહ્મ, ૯૪. પ્રાણાગ્નિહોત્ર, ૯૫. ગોપાલતાપનીય, ૯૬. કૃષ્ણ, ૯૭. યાજ્ઞવલ્ક્ય, ૯૮. વરાહ, ૯૯. શાટ્યાયનીય, ૧૦૦. હયગ્રીવ, ૧૦૧. દત્તાત્રેય, ૧૦૨. ગરુડ, ૧૦૩. કલિસંતરણ, ૧૦૪. જાબાલિ, ૧૦૫. સૌભાગ્યલક્ષ્મી, ૧૦૬. સરસ્વતીરહસ્ય, ૧૦૭. બહ્વૃચ, ૧૦૮. મુક્તિકોપનિષદ – આ એક સો આઠ ઉપનિષદો મનુષ્યના આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક – આ ત્રણેય તાપોનો નાશ કરે છે. આના પાઠ અને સ્વાધ્યાયથી જ્ઞાન અને વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે તથા લોકવાસનાથી જ્ઞાન અને વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે તથા લોકવાસના, શાસ્ત્રવાસના અને દેહવાસનારૂપ ત્રિવિધ વાસનાઓનો નાશ થાય છે.

કાન અને બધી ઈન્દ્રિયો તથા શક્તિ પરિપુષ્ટ બને. આ જે સર્વરૂપ ઉપનિષત્- પ્રતિપાદન બ્રહ્મ છે. તેને હું અસ્વીકાર ન કરું અને તે બ્રહ્મ મારો પરિત્યાગ ન કરે. તેની સાથે મારો અતૂટ સંબંધ થાય અને મારી સાથે તેનો અતૂટ સંબંધ થાય. ઉપનિષદોમાં પ્રતિપાદિત જે ધર્મસમૂહ છે, તે બધાં તે પરમાત્મામાં લાગેલા મારામાં હો. તેઓ બધાં મારામાં હો. હે પરમાત્મન્ ! ત્રિવિધ તાપોની શાંતિ થાઓ.'

**ચિત્સદાનન્દરૂપાય સર્વધીવૃત્તિસાક્ષિણે ।**
**નમો વેદાન્તવેદ્યાય બ્રહ્મણેઅનન્તરૂપિણે ॥**

'સચ્ચિદાનંદઘનસ્વરૂપ, સૌની બુદ્ધિના સાક્ષી વેદાંતના દ્વારા જાણવા યોગ્ય અને અનંત રૂપોવાળા બ્રહ્મને નમસ્કાર કરું છું.'

**ૐ વજ્રસૂચીં પ્રવક્ષ્યામિ શાસ્ત્રમજ્ઞાનભેદનમ્ ।**
**દૂષણં જ્ઞાનહીનાનાં ભૂષણં જ્ઞાનચક્ષુષામ્ ॥**

'હવે હું અજ્ઞાનનો નાશ કરવાવાળા 'વજ્રસૂચી' નામનું શાસ્ત્ર કહુ છું. જે અજ્ઞાનીઓને માટે દૂષણરૂપ અને જ્ઞાનચક્ષુવાળાઓના માટે ભૂષણરૂપ છે.'

**બ્રહ્મક્ષત્રિયવૈશ્યશૂદ્રા ઈતિ ચત્વારો વર્ણાસ્તેષાં વર્ણાનાં બ્રાહ્મણ એવ પ્રધાન ઈતિ વેદવચનાનુરૂપં સ્મૃતિભિરપ્યુક્તમ્ । તત્ર યોદ્યમસ્તિ કો વા બ્રાહ્મણો નામ કિં જીવઃ કિં દેહઃ કિં જાતિઃ કિં જ્ઞાનં કિં કર્મ કિં ધાર્મિક ઈતિ ॥**

'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર - આ ચાર વર્ણ છે. તે વર્ણોમાં બ્રાહ્મણ મુખ્ય છે, એવું વેદોમાં તથા સ્મૃતિઓમાં પણ કહેવામાં આવ્યું છે. તે વિષયમાં એ શંકા પેદા થાય છે કે બ્રાહ્મણ નામ કોનું છે ? શું જીવ બ્રાહ્મણ છે ? શું દેહ બ્રાહ્મણ છે ? શું જાતિ બ્રાહ્મણ છે ? શું જ્ઞાન બ્રાહ્મણ છે ? શું કર્મ બ્રાહ્મણ છે ? અથવા શું ધાર્મિક વ્યક્તિ બ્રાહ્મણ છે ?

**તત્ર પ્રથમો જીવો બ્રાહ્મણ ઈતિ ચેતન્ન । અતીતાનાગતાનેકદેહાનાં જીવસ્યૈકરૂપ-ત્વાદેકસ્યામિ કર્મવશાદનેકદેહસમ્ભવાત્ સર્વશરીરાણાં જીવસ્યૈકરૂપત્વાચ્ચ । તસ્માન્ન જીવો બ્રાહ્મણ ઈતિ ॥**

'જીવ બ્રાહ્મણ છે - એવું નથી બની શકતું. કારણ કે પહેલાં થયેલાં અને આગળ થવાવાળાં અનેક શરીરોમાં જીવ એકરૂપ જ રહે છે. જીવ એક હોવા છતાં પણ કર્મોને કારણે અનેક શરીરોને ધારણ કરે છે, પરંતુ બધાં શરીરોમાં જીવ એકરૂપ જ રહે છે. (આ માટે જો જીવ ને બ્રાહ્મણ માનીએ તો પછી બધાં શરીરોને બ્રાહ્મણ માનવા પડશે.)'

**તર્હિ દેહો બ્રાહ્મણ ઈતિ ચેત્તન્ન । આચાણ્ડાલાદિ - પર્યન્તાનાં મનુષ્યાણાં પાંચભૌતિકત્વેન દેહસ્યૈકરૂપત્વાજ્જરામરણધર્માદિ-સામ્યદર્શનાદ્બ્રાહ્મણઃ શ્વેતવર્ણઃ ક્ષત્રિયો રક્તવર્ણો વૈશ્યઃ પીતવર્ણઃ શૂદ્રઃ કૃષ્ણવર્ણ ઈતિ નિયમાભાવાત્ । પિત્રાદિશરીરદહને પુત્રાદીનાં બ્રહ્મહત્યાદિદોષસમ્ભવાચ્ચ । તસ્માન્ન દેહો બ્રાહ્મણ ઈતિ ।**

'તો શું દેહ બ્રાહ્મણ છે ? નહિ, એવું પણ નથી હોઈ શકતું. ચંડાળથી લઈને મનુષ્ય સુધીના બધાનાં શરીર પંચભૌતિક હોવાથી એકરૂપ જ છે. જરા-મૃત્યુ, ધર્મ-અધર્મ (પુણ્ય-પાપ) વગેરે પણ સૌના સમાન જ જોવામાં આવે છે. બ્રાહ્મણનો સફેદ વર્ણ, ક્ષત્રિયનો લાલ વર્ણ, વૈશ્યનો પીળો વર્ણ અને શૂદ્રનો કાળો વર્ણ હોય છે; એવો નિયમ પણ નથી. જો દેહને બ્રાહ્મણ માનીએ તો પિતા વગેરેના મૃત શરીરને બાળવાથી પુત્ર વગેરેને બ્રહ્મહત્યા વગેરે પાપ લાગવાની સંભાવના રહે છે. તેથી દેહ બ્રાહ્મણ નથી.'

**તર્હિ જાતિર્બ્રાહ્મણ ઈતિ ચેત્તન્ન । તત્ર જાત્યન્તર-જન્તુષ્વનેકજાતિસમ્ભવા મહર્ષયો બહવઃ સન્તિ । ઋષ્યશ્રૃંગો મૃગ્યાઃ, કૌશિક, કુશાત્, જામ્બૂકો, જમ્બૂકાત્, વાલ્મીકો વલ્મીકાત્, વ્યાસઃ**

**કૈવર્તકન્યકાયામ્, શશપૃષ્ઠાદ્ ગૌતમઃ, વસિષ્ઠ ઉર્વશ્યામ, અગસ્ત્યઃ કલશે જાત ઈતિ શ્રૃતત્વાત્ । એતેષાં જાત્યા વિનાપ્યગ્રે જ્ઞાનપ્રતિપાદિતા ઋષયો બહવઃ સન્તિ । તસ્માન્ન જાતિર્બ્રાહ્મણ ઈતિ ॥**

'તો શું જાતિ બ્રાહ્મણ છે ? નહિ, એવું પણ નથી હોઈ શકતું. વિભિન્ન જાતિવાળાં પ્રાણીઓથી અનેક જાતિવાળા ઘણાય મહર્ષિ પેદા થયા છે, જેમ કે મૃગીથી ઋષ્યશ્રૃંગ કુશથી કૌશિક, જમ્બૂક(શિયાળ)થી જામ્બૂક, વલ્મીકથી વાલ્મીકિ, ખારવાની કન્યાથી વ્યાસ, શશપૃષ્ઠ-(સસલાની પીઠથી) ગૌતમ, ઉર્વશીથી વસિષ્ઠ, કળશ(ઘડા)થી અગસ્ત્ય પેદા થયા - એવું સાંભળવામાં આવે છે. આમાં જાતિના વિના પણ પહેલાં ઘણાય પૂર્ણ જ્ઞાનવાન ઋષિઓ થયા છે. તેથી જાતિ બ્રાહ્મણ નથી.'

**તર્હિ જ્ઞાનં બ્રાહ્મણ ઈતિ ચેતન્ન । ક્ષત્રિયાદયોઅપિ પરમાર્થદર્શિનોઅભિજ્ઞા બહવઃ સન્તિ । તસ્માન્ન જ્ઞાનં બ્રાહ્મણ ઈતિ ॥**

'તો શું જ્ઞાન બ્રાહ્મણ છે ? નહિ એવું પણ નથી હોઈ શકતું. ઘણા (જનક, અશ્વપતિ વગેરે) ક્ષત્રિય વગેરે પણ પરમાર્થને જાણવાવાળા તત્ત્વજ્ઞ થયા છે. તેથી જ્ઞાન બ્રાહ્મણ નથી.'

**તર્હિ કર્મ બ્રાહ્મણ ઈતિ ચેત્તન્ન । સર્વોષાં પ્રાણિનાં પ્રારબ્ધસંચિતાગામિકકર્મસાધર્મ્ય - દર્શનાત્કર્માભિપ્રેરિતોઃ સન્તો જનાઃ ક્રિયાઃ કુર્વન્તીતિ । તસ્માન્ન કર્મ બ્રાહ્મણ ઈતિ ॥**

'તો શું કર્મ બ્રાહ્મણ છે ? નહિ, એવું પણ નથી હોઈ શકતું. તમામ પ્રાણીઓમાં પ્રારબ્ધ, સંચિત તથા ક્રિયમાણ કર્મોમાં સધર્મતા જોવામાં આવે છે. અને કર્મોથી પ્રેરિત થઈને તે મનુષ્યો ક્રિયા કરે છે. તેથી કર્મ બ્રાહ્મણ નથી.'

**તાર્હિ ધાર્મિકો બ્રાહ્મણ ઈતિ ચેત્તન્ન । ક્ષત્રિયાદયો હિરણ્ણદાતારો બહવઃ સન્તિ । તસ્માન્ન ધાર્મિકો બ્રાહ્મણ ઈતિ ॥**

'તો શું ધાર્મિક વ્યક્તિ બ્રાહ્મણ છે ? નહિ, એવું પણ નથી હોઈ શકતું. ઘણાય ક્ષત્રિય વગેરે પણ સોનાનું દાન કરવાવાળાઓ થયા છે. તેથી ધાર્મિક વ્યક્તિ બ્રાહ્મણ નથી.'

**તર્હિ કો વા બ્રાહ્મણો નામ । યઃ કશ્ચિદાત્માનમદ્વિતીયં જાતિગુણ-ક્રિયાહીનં ષડૂર્મિષડ્ભાવેત્યાદિસર્વદોષરહિતં સત્યજ્ઞાનાનન્દાનન્તસ્વરૂપં સ્વયં નિર્વિકલ્પમશેષકલ્પાધારમશેષભૂતાન્ત્યામિત્વેન વર્તમાના-મન્તર્બહિશ્ચાકવશદનુસ્યૂતમખણ્ડાનન્દ-સ્વભાવમપ્રેમેયમનુભવૈકવૈદ્ય-મપરોક્ષતયા ભાસમાનં કરતલામલકવત્સાક્ષાદપરોક્ષીકૃત્ય કૃતાર્થતયા કામરાગાદિદોષરહિતઃ શમદમાદિસમ્પન્નભાવમાત્સર્ય તૃષ્ણાશા-મોહાદિરહિતો દમ્ભાહંકારાદિભિરસંસ્પૃષ્ટચેતા વર્તત એવમુક્તલક્ષણો યઃ સ એવં બ્રાહ્મણ ઈતિ શ્રુતિસ્મૃતિપુરાણેતિહાસાનામભિપ્રાયઃ । અન્યથા હિ બ્રાહ્મણત્વસિદ્ધિર્નાસ્ત્યેવ ।**

'તો પછી બ્રાહ્મણ નામ કોનું છે ? જે કોઈ અદ્વિતીય આત્મા જાતિ, ગુણ તથા ક્રિયા વિનાનો છે, છ ઊર્મિઓ તથા છ વિકારો* વગેરે તમામ દોષો વિનાનો છે, સત્-ચિત્-આનંદ તથા અનંતસ્વરૂપ છે, સ્વયં નિર્વિકલ્પ છે, અનંત કલ્પોનો આધાર છે, અનંત પ્રાણીઓમાં અંતર્યામીરૂપે રહેવાવાળો છે, સદા વર્તમાન (નિત્ય રહેવાવાળો) છે, આકાશની માફક બધાની ભીતર-બહાર પરિપૂર્ણ છે. અખંડ આનંદ સ્વભાવવાળો છે, અપ્રમેય છે એટલે કે ઈન્દ્રિયો તથા અંતઃકરણનો વિષય નથી, માત્ર અનુભવથી જાણવા યોગ્ય છે તથા અપરોક્ષરૂપથી પ્રકાશિત થવાવાળો છે, તે પરમાત્મતત્ત્વનો હસ્તામલકની જેમ સાક્ષાત્કાર કરીને જે કૃતકૃત્ય (જ્ઞાતજ્ઞાતવ્ય, પ્રાપ્તપ્રાપ્તવ્ય) થઈ ગયો છે અને જે કામ, રાગ, વગેરે દોષોથી રહિત છે; શમ, દમ, વગેરેથી

* ભૂખ, તરસ, શોક, મોહ, જન્મ તથા મૃત્યુ - એ છ ઊર્મિઓ છે. ઉત્પન થવું, સત્તાવાળું દેખાવું, બદલાવું, વધવું, ઓછું થવું અને નાશ પામવું - એ છ વિકાર છે.

સંપન્ન ભાવવાળો છે; મત્સર, તૃષ્ણા, આશા, મોહ, વગેરેથી રહિત છે અને જેનું ચિત્ત દંભ, અહંકાર વગેરે દોષોથી નિર્લેપ છે, તે જ ખરેખર બ્રાહ્મણ છે—એવો શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને ઈતિહાસનો અભિપ્રાય છે. આના સિવાય બીજી કોઈ પણ રીતે બ્રાહ્મણત્વની સાબિતી નથી થતી.

**સચ્ચિદાનંદમાત્માનમદ્વિતીયં બ્રહ્મ ભાવયેદાત્માનં સચ્ચિદાનન્દં બ્રહ્મ ભાવયેદિત્યુપનિષત્ ॥**

આત્મા સચ્ચિદાનંદસ્વરૂપ અદ્વિતીય બ્રહ્મ છે. (તેનો સાક્ષાત્કાર કરવાવાળા બ્રાહ્મણ છે)—એવું માનવું જોઈએ. આત્માને સચ્ચિદાનંદસ્વરૂપ અદ્વિતીય બ્રહ્મ માનવો જોઈએ. આ ઉપનિષદ્ છે.'

**॥ વજ્રસૂચિકોપનિષદ્ સમાપ્ત ॥**

**શાંતિપાઠ**

**'ૐ આપ્યાયન્તુ મમાંગાનિ વાક્ પ્રાણશ્ચક્ષુઃ શ્રોત્રમથો બલમિન્દ્રિયાણિ ચ સર્વાણિ । સર્વં બ્રહ્મૌપનિષદં માહં બ્રહ્મ નિરાકુર્યાં મા મા બ્રહ્મ નિરાકરોત્ અનિરાકરણમસ્ત્વનિરાકરણં મેઅસ્તુ । તદાત્મનિ નિરતે ય ઉપનિષત્સુ ધર્માસ્તે મયિ સન્તુ તે મયિ સન્તુ ॥'**

**ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**



# ૯. અવિનાશી રસ

ઉપનિષદ્‌માં આવ્યું છે કે–**'રસો વૈ સઃ'** (તૈત્તિરીય૦ ૨ । ૭) 'તે પરમાત્મતત્ત્વ રસસ્વરૂપ છે.' તાત્પર્ય છે કે રસ વાસ્તવમાં પરમાત્મતત્ત્વમાં જ છે, જે શાંત, અખંડ તથા અનંત છે. તે પરમાત્મતત્ત્વનો જ અંશ હોવાથી જીવાત્મામાં પણ તે રસ સ્વતઃસ્વાભાવિક છે :

**ઈશ્વર અંશ જીવ અબિનાસી । ચેતન અમલ સહજ સુખ રાસી ॥**

(માનસ ૭ । ૧૧૭ ।૧)

પરંતુ શરીર સંબંધની માન્યતા મુખ્ય હોવાના કારણે જીવાત્માને તે રસ સાંસારિક ભોગોમાં, ઇન્દ્રિયોના વિષયોમાં દેખાવા લાગે છે એટલે કે ભોગોમાં તેની રસબુદ્ધિ થઈ જાય છે. ભોગોનો આ રસ નાશવાન હોય છે, જ્યારે કે પરમાત્માનો રસ અવિનાશી હોય છે. તેથી ભોગોનો રસ તો નીરસતામાં બદલાઈ જાય છે તથા તેનો અંત થઈ જાય છે પણ પરમાત્માનો રસ હર-હંમેશ સરસ રહે છે તથા વધતો જ રહે છે.

ભોગોના રસની બે અવસ્થાઓ હોય છે–સંયોગ (સંભોગ) અને વિયોગ (વિપ્રલંભ). આમાં સંયોગ-રસની અપેક્ષાએ વિયોગરસ શ્રેષ્ઠ છે; કેમકે વિયોગમાં જે રસ મળે છે, તે સંયોગમાં નથી મળતો. જેમ કે જ્યાં સુધી ભોજન ન મળે, ત્યાં સુધી 'ભોજન મળશે'– આ (મળવાની લાલસા)માં જે સુખ મળે છે, તે ભોજન મળવાથી નથી મળતું, બલકે દરેક કોળિયામાં ઓછું થતું-થતું અંતમાં બધી રીતે નાબૂદ થઈ જાય છે અને ભોજનથી અરુચિ પેદા થઈ જાય છે. પરંતુ

પરમાત્માનો રસ ઘણો અનોખો છે. તે સંયોગ અને વિયોગ–બંનેય અવસ્થાઓમાં સરખી રીતે વધતો જ રહે છે, ન તો ઘટે છે અને ન તો નાબૂદ થાય છે.

ભોગોની સત્તા અને મહત્તા માનવાથી ભીતરમાં ભોગોની તરફ એક સૂક્ષ્મ આકર્ષણ, પ્રિયતા, મીઠાશ પેદા થાય છે, તેનું નામ 'રસ' છે. કોઈ લોભી વ્યક્તિને રૂપિયા મળી જાય અને કામી વ્યક્તિને સ્ત્રી મળી જાય તો અંદરોઅંદર એક ખુશી આવે છે, આ જ 'રસ' છે. ભોગ ભોગવ્યા બાદ મનુષ્ય કહે છે કે 'ખૂબ મજા આવી'– આ તે 'રસ'ની જ સ્મૃતિ છે. આ રસ અહમ્ (ચિજ્જડગ્રંથિ) માં રહે છે. આ રસનું સ્થૂળ રૂપ રાગ, સુખાસક્તિ છે.

જ્યાં સુધી રસબુદ્ધિ રહે છે, ત્યાં સુધી પ્રકૃતિ અને તેના કાર્ય (ક્રિયા અને પદાર્થ) ની પરાધીનતા રહે છે. રસબુદ્ધિ નિવૃત્ત થવાથી પરાધીનતા દૂર થઈ જાય છે, ભોગોના સુખની પરવશતા નથી રહેતી, અંદરથી ભોગોની ગુલામી નથી રહેતી.

ભોગોના રસમાં જનનેન્દ્રિયનો રસ ઘણો પ્રબળ માનવામાં આવ્યો છે. તે માટે કામને જીતવાનું ઘણું કઠિન હોય છે. સંસારમાં રૂપિયાના વિષયમાં ઈમાનદાર માણસ તો મળી શકે છે, પણ સ્ત્રીના વિષયમાં ઈમાનદાર માણસ મળવો અપેક્ષાકૃત કઠણ છે. ઈમાનદાર માણસ કોઈના લાખો રૂપિયા પોતાની પાસે સાચવીને રાખી શકે છે, પણ કોઈની સ્ત્રીને પોતાની પાસે સાચવીને રાખવી, વિચલિત ન થવું ઘણું કઠણ છે. ભર્તૃહરિજી લખે છે :

**વિશ્વામિત્રપરાશરપ્રભૃતયો વાતામ્બુપર્ણાશના-**
**સ્તેऽપિ સ્ત્રીમુખપંકજં સુલલિતં દૃષ્ટ્વૈવ મોહં ગતાઃ ।**
**શાલ્યન્નં સઘૃતં પયોદધિયુતં ભુજ્જન્તિ યે માનવા-**
**સ્તેષામિન્દ્રિયનિગ્રહો યદિ ભવેદ્વિન્ધ્યસ્તરેત્સાગરે ॥**

'જે વાયુ-ભક્ષણ કરીને, પાણી પીને અને સૂકાં પાંદડાં ખાઈને રહેતા હતા, તેઓ વિશ્વામિત્ર, પરાશર વગેરે પણ સુંદર સ્ત્રીઓમાં મુખને જોઈને મોહ પામી ગયા, પછી જે લોકો ડાંગર ધાન્ય ને ઘી, દૂધ અને દહીંની સાથે ખાય છે, તેઓ જો પોતાની ઇન્દ્રિયનો જો નિગ્રહ કરી શકે તો માનો વિંધ્યાચળ પર્વત સમુદ્ર પર તરવા લાગ્યો !'

**મત્તેભકુમ્ભદલને ભુવિ સન્તિ શૂરાઃ**
**કેચિત્ પ્રચંડમૃગરાજવધેઽપિ દક્ષાઃ ।**
**કિન્તુ બ્રવીમિ બલિનાં પુરતઃ પ્રસહ્ય**
**કન્દર્પદર્પદલને વિરલા મનુષ્યાઃ ॥**

'આ પૃથ્વી પર કેટલાક લોકો તો મદમસ્ત હાથીનું માથું ચીરી નાખવામાં બહાદુર છે અને કેટલાક લોકો ખૂંખાર સિંહને મારવામાં કુશળ છે. પરંતુ આવા બળવાન પુરુષોની સામે હું દૃઢતાપૂર્વક કહું છું કે કામદેવતા મદને ચૂર્ણ કરવાવાળા પુરુષ વિરલ જ છે.'

આવી પ્રબળ જનેન્દ્રિયનો રસ પણ રસબુદ્ધિ નિવૃત્ત થવાથી બધી રીતે નષ્ટ થઈ જાય છે. કારણ કે કામ ગમે તેટલો પ્રબળ કેમ ન હોય, છે તો તે નાશવાન જ. કામને જીતવો કઠણ તો હોઈ શકે છે પણ અશક્ય નથી. કઠણ પણ તેના માટે છે, જેણે શરીર વગેરે ઉત્પત્તિ-વિનાશશીલ પદાર્થોની સત્તા અને મહત્તા માની રાખી છે. જો સાધક શરીરમાં પોતાની સ્થિતિ માનશે તો તેને કામ સતાવશે જ. જો તે સ્વરૂપ(સત્તામાત્ર)માં પોતાની ખરેખરી સ્થિતિને ઓળખી લે તો કામ નષ્ટ થઈ જશે, કારણ કે સ્વરૂપ(સત્તામાત્ર)માં કામ, ક્રોધ વગેરે વિકાર નથી. કારણ કે સ્વરૂપમાં કોઈ કામી છે જ નહિ, તે પૂર્ણ છે, પછી તેમાં કામ કેવી રીતે આવશે ?

રસબુદ્ધિના રહેતા જ્યારે ભોગોની પ્રાપ્તિ થાય છે, ત્યારે મનુષ્યનું ચિત્ત પીગળી જાય છે તથા તે ભોગોને વશીભૂત થઈ જાય છે. પરંતુ

રસબુદ્ધિ નિવૃત્ત થયા પછી જ્યારે ભોગોની પ્રાપ્તિ થાય છે, ત્યારે તત્ત્વજ્ઞ મહાપુરુષના ચિત્તમાં કિંચિત્‌માત્ર પણ કોઈ વિકાર પેદા થતા નથી. તેની ભીતર એવી કોઈ વૃત્તિ પેદા નથી થતી, જેથી ભોગ તેને પોતાની તરફ ખેંચી શકે. જેમ કે પશુની આગળ રૂપિયાની થેલી રાખી દઈએ તો તેનામાં લોભ-વૃત્તિ પેદા નથી થતી અને સુંદર સ્ત્રીને જોઈને તેનામાં કામૃ-વૃત્તિ પેદા નથી થતી. પશુ તો રૂપિયા અને સ્ત્રીને જાણતું નથી પણ તત્ત્વજ્ઞ મહાપુરુષ રૂપિયાને પણ જાણે છે અને સ્ત્રીને પણ ! જેવી રીતે આપણે આંગળીથી શરીરના કોઈ અંગને ખંજવાળીએ છીએ તો ખંજવાળ મટી જવાથી આંગળીમાં કોઈ ફરક નથી પડતો, કોઈ વિકૃત્તિ નથી આવતી, એવી જ રીતે ઇન્દ્રિયોથી વિષયોનું સેવન થવાથી પણ તત્ત્વજ્ઞના ચિત્તમાં કોઈ વિકાર નથી આવતો, તે જેવો ને તેવો નિર્વિકાર રહે છે. કારણ કે રસબુદ્ધિ નિવૃત્ત થઈ જવાથી તે પોતાના સુખને માટે કોઈ વિષયમાં પ્રવૃત્ત થતો જ નથી. તેની પ્રત્યેક પ્રવૃત્તિ બીજાઓના હિત અને સુખને માટે જ થાય છે. પોતાના સુખને માટે કરવામાં આવેલા વિષયોનું ચિંતન પણ પતન કરવાવાળું થઈ જાય છે*. અને પોતાના સુખને માટે ન કરવામાં

---

* ધ્યાયતો વિષયાન્પુંસઃ સંગસ્તેષૂપજાયતે ।
સંગાત્સંજાયતે કામઃ કામાત્ક્રોધોઽભિજાયતે ॥
ક્રોધાદ્‌ભવતિ સમ્મોહઃ સમ્મોહાત્સ્મૃતિવિભ્રમઃ ।
સ્મૃતિભ્રંશાદ્‌બુદ્ધિનાશો બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ ॥
(ગીતા ૨ । ૬૨-૬૩)

'વિષયોનું ચિંતન કરવાવાળા મનુષ્યની તે વિષયમા આસક્તિ પેદા થઈ જાય છે. આસક્તિથી કામના પેદા થાય છે. કામનાથી ક્રોધ પેદા થાય છે. ક્રોધ થવાથી સંમોહ (મૂઢભાવ) થઈ જાય છે. સંમોહથી સ્મૃતિ ભ્રષ્ટ થઈ જાય છે. સ્મૃતિ ભ્રષ્ટ થવાથી બુદ્ધિનો નાશ થઈ જાય છે. બુદ્ધિનો નાશ થઈ જવાથી મનુષ્યનું પતન થઈ જાય છે.'

આવેલું વિષયોનું સેવન પણ મુક્તિ દેવાવાળું થઈ જાય છે*.

જ્યાં સુધી અંતઃકરણમાં કિંચિત્‌માત્ર પણ ભોગોની સત્તા અને મહત્તા રહે છે, ભોગોમાં રસબુદ્ધિ રહે છે, ત્યાં સુધી પરમાત્માનો અલૌકિક રસ પ્રગટ નથી થતો. બહારથી ઇન્દ્રિયોના વિષયોથી સંબંધ-વિચ્છેદ કરવાથી અર્થાત્ ભોગોનો ત્યાગ કરવાથી પણ ભીતરમાં રસબુદ્ધિ બની રહે છે. તત્ત્વબોધ થવાથી આ રસબુદ્ધિ સૂકાઈ જાય છે, નિવૃત્ત થઈ જાય છે

**વિષયા વિનિવર્તન્તે નિરાહારસ્ય દેહિનઃ।**
**રસવર્જં રસોપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે ॥**

(ગીતા ૨ । ૫૯)

'નિરાહારી★ (ઇન્દ્રિયોને વિષયોથ હટાવવાવાળા) મનુષ્યને પણ વિષય તો નિવૃત્ત થઈ જાય છે, પણ રસબુદ્ધિ નિવૃત્ત નથી થતી. પરંતુ પરમાત્મતત્ત્વનો અનુભવ થવાથી આ સ્થિતપ્રજ્ઞ મનુષ્યની રસબુદ્ધિ પણ નિવૃત્ત થઈ જાય છે.'

તાત્પર્ય છે કે જ્યારે સંસારથી પોતાની ભિન્નતા તથા

---

* રાગદ્વેષવિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્ ।
આત્મવશ્યૈર્વિધેયાતમા પ્રસાદમધિગચ્છતિ ॥
પ્રસાદે સર્વદુઃખાનાં હાનિરસ્યોપજાયતે ।
પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે ॥
(ગીતા ૨ । ૬૪-૬૫)

'વશીભૂત અંતઃકરણવાળો સાધક રાગ-દ્વેષથી રહિત પોતાના વશમાં રહેલી ઇન્દ્રિયોના દ્વારા વિષયોનું સેવન કરતો રહીને અંતઃકરણની પ્રસન્નતાને પામી જાય છે. પ્રસન્નતા પ્રાપ્ત થવાથી સાધકનાં તમામ દુઃખોનો નાશ થઈ જાય છે અને આવા પ્રસન્ન ચિત્તવાળા સાધકની બુદ્ધિ નિઃસંદેહ ખૂબ જલદી પરમાત્મામાં સ્થિર થઈ જાય છે.'

★ શબ્દ વગેરે વિષયો ઇન્દ્રિયોનો આહાર છે. તે વિષયોમાંથી જેણે પોતાની ઇન્દ્રિયોને હઠાવી લીધી છે, તેને અહીં 'નિરાહારી' કહેવામાં આવ્યો છે.

પરમાત્માથી પોતાની અભિન્નતાનો અનુભવ થઈ જાય છે, ત્યારે નાશવાન (સંયોગજન્ય) રસની નિવૃત્તિ થઈ જાય છે. નાશવાન રસની નિવૃત્તિ થવાથી અવિનાશી (શાંત, અખંડ તથા અનંત) રસની જાગૃતિ થઈ જાય છે.

તત્ત્વબોધ થવાથી તો રસ સર્વથા નિવૃત્ત થઈ જ જાય છે, પણ તત્ત્વબોધ થયા પહેલાં પણ તેની ઉપેક્ષાથી, વિચારથી, સત્સંગથી સંતકૃપાથી રસનિવૃત્ત થઈ શકે છે. જેની રસબુદ્ધિ નિવૃત્ત થઈ ચૂકી છે, એવા તત્ત્વજ્ઞ મહાપુરુષના સંગમાં પણ રસ નિવૃત્ત થઈ જાય છે.

કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભક્તિયોગ ત્રણેય સાધનોથી નાશવાન રસની નિવૃત્તિ થઈ જાય છે. જ્યારે કર્મયોગમાં, સેવાનો રસ, જ્ઞાનયોગમાં તત્ત્વના અનુભવનો રસ તથા ભક્તિયોગમાં ભગવત્ સ્મરણનો રસ મળવા લાગે છે, ત્યારે નાશવાન રસ આપમેળે છૂટી જાય છે. જેવી રીતે બચપણમાં રમકડાંમાં રસ મળતો હતો, પણ મોટા થયા ત્યારે રૂપિયામાં રસ મળવા લાગે છે, ત્યારે રમકડાંનો રસ આપમેળે છૂટી જાય છે, એવી જ રીતે સાધનનો રસ મળવાથી ભોગોનો રસ આપોઆપ છૂટી જાય છે.



# ૧૦. કર્મયોગથી કલ્યાણ

પરમાત્માની સાથે જીવનો નિત્યયોગ એટલે કે નિત્ય-સંબંધ છે. આ નિત્યયોગને જ ગીતાએ 'યોગ' નામથી કહ્યો છે. આ યોગનો કદી વિયોગ નથી થતો. પરંતુ જ્યારે જીવ જડ પ્રકૃતિનું કાર્ય શરીરની સાથે પોતાનો ઘનિષ્ઠ સંબંધ માની લે છે, ત્યારે તે આ નિત્યયોગથી વિમુખ થઈ જાય છે, આને ભૂલી જાય છે. જડની સાથે માનેલા આ સંબંધને જ 'અહમ્' (ગ્રંથિરૂપ અહંકાર) કહે છે. જો કે જીવનો પ્રકૃતિ અને તેના કાર્ય સાથે નિત્યવિયોગ છે, તો પણ તેની સાથે પોતાનો સંયોગ માની લેવાના કારણે તેને નિત્યયોગમાં વિયોગ અને નિત્ય-વિયોગમાં સંયોગ દેખાવા લાગે છે એટલે કે તેને નિત્યપ્રાપ્ત પરમાત્મા અપ્રાપ્ત દેખાવા લાગે છે અને નિત્ય-નિવૃત્ત સંસાર-શરીર પ્રાપ્ત દેખાવા લાગે છે. આ ભૂલને નિવારવાને માટે ભગવાને ત્રણ મુખ્ય યોગ-સાધનોનું વર્ણન કર્યું છે કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ*.

જ્યાં સુધી અહમ્ રહે છે, ત્યાં સુધી સાધકોમાં તથા તેમના સાધનોમાં ભેદ રહે છે. કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ આ ત્રણે ભેદ પણ અહમ્‌ને કારણે જ છે. અહમ્ નીકળી જવાથી એટલે કે

---

* યોગાસ્ત્રયો મયા પ્રોક્તાં નૃણાં શ્રેયોવિધિત્સયા ।
જ્ઞાનં કર્મ ચ ભક્તિશ્ચ નોપાયોઽન્યોસ્તિ કુત્રચિત્ ॥

(શ્રીમદ્ ભા૦ ૧૧ । ૨૦ । ૬)

'પોતાનું કલ્યાણ ઇચ્છવાવાળા મનુષ્યોને માટે મેં ત્રણ યોગમાર્ગ બતાવ્યા છે—જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ. આ ત્રણના સિવાય બીજો કોઈ કલ્યાણનો માર્ગ નથી.'

સાધન સિદ્ધ થવાથી કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગનો ભેદ પણ બધી રીતે દૂર થઈ જાય છે.

કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ—આ ત્રણ સાધનોમાં જ્ઞાનયોગ અને ભક્તિયોગનો પ્રચાર તો વધુ છે, પણ કર્મયોગનો પ્રચાર ઘણો ઓછો છે. ભગવાને પણ ગીતામાં કહ્યું છે કે—'ઘણો સમય વીતી જવાને કારણે આ કર્મયોગ આ મનુષ્યલોકમાં લુપ્તપ્રાય થઈ ગયો છે'—**'સ કાલેનેહ મહતા યોગો નષ્ટઃ પરંતપ'** (૪ । ૨). એટલા માટે કર્મયોગના સંબંધમાં આ ધારણા બનેલી છે કે આ પરમાત્મપ્રાપ્તિનું સ્વતંત્ર સાધન નથી. આથી કર્મયોગનું પાલન કરવાવાળો સાધક યા તો જ્ઞાનયોગમાં ચાલ્યો જાય છે અથવા ભક્તિયોગમાં ચાલ્યો જાય છે; જેમ કે—

**તાવત્ કર્માણિ કુર્વીત ન નિર્વિદ્યેત યાવતા ।**
**મત્કથાશ્રવણાદૌ વા શ્રદ્ધા યાવન્ન જાયતે ॥**

(શ્રીમદ્ ભા૦ ૧૧ । ૨૦ । ૯)

'ત્યાં સુધી કર્મ કરવા જોઈએ, જ્યાં સુધી ભોગોથી વૈરાગ્ય ન થઈ જાય (જ્ઞાનયોગનો અધિકારી ન બની જાય) અથવા મારી લીલા-કથાના શ્રવણાદિમાં શ્રદ્ધા ન થઈ જાય (ભક્તિયોગનો અધિકારી ન બની જાય).'

**આદૌ સ્વવર્ણાશ્રમવર્ણિતાઃ ક્રિયા કૃત્વા સમાસાદિતશુદ્ધમાનસઃ ।**
**સમાપ્ય તત્પૂર્વમુપાત્તસાધનઃ સમાશ્રયેત્ સદ્ગુરુમાત્મલબ્ધયે ॥**

(અધ્યાત્મ૦ ઉત્તર૦ ૫ । ૭)

'સૌપ્રથમ પોતાના વર્ણ અને આશ્રમને માટે શાસ્ત્રોમાં જણાવેલી ક્રિયાઓનું યથાવત્ પાલન કરીને ચિત્ત શુદ્ધ થઈ જવાથી તે ક્રિયાઓનો ત્યાગ કરી દેવો. પછી શમ-દમાદિ સાધનોથી સંપન્ન થઈને આત્મજ્ઞાનની પ્રાપ્તિને માટે સદ્ગુરુની શરણે જવું.'

પરંતુ આની સાથે જ આ વાત પણ આવે છે કે કર્મયોગ પરમાત્મપ્રાપ્તિનું સ્વતંત્ર સાધન પણ છે. ગીતામાં ભગવાન કહે છે :

**સાંખ્યયોગૌ પૃથગ્બાલાઃ પ્રવદન્તિ ન પંડિતાઃ।**
**એકમપ્યાસ્થિતઃ સમ્યગુભયોર્વિન્દતે ફલમ્ ॥**
**યત્સાંખ્યૈઃ પ્રાપ્યતે સ્થાનં તદ્યોગૈરપિ ગમ્યતે।**
**એકં સાંખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ પશ્યતિ ॥***

(૫ । ૪-૫)

'અણસમજુ લોકો સાંખ્યયોગ અને કર્મયોગને અલગ-અલગ ફળવાળા કહે છે, નહિ કે પંડિતજનો. કારણ કે આ બંનેમાંથી એક સાધનમાં પણ સારી રીતે રહેલો મનુષ્ય બંનેના ફળરૂપ પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. સાંખ્યયોગીઓ દ્વારા જે તત્ત્વ પ્રાપ્ત કરવામાં આવે છે, કર્મયોગીઓ દ્વારા પણ તે જ પ્રાપ્ત કરવામાં આવે છે. આથી જે મનુષ્ય સાંખ્યયોગ અને કર્મયોગને (ફળરૂપે) એક જુએ છે, તે જ બરાબર જુએ છે.'

ગીતામાં અનેક જગ્યાઓએ કર્મયોગના દ્વારા સ્વતંત્રતાપૂર્વક તત્ત્વજ્ઞાન, પરમશાંતિ, અથવા પરમાત્મતત્ત્વની પ્રાપ્તિની વાત આવી છે., જેમ કે :

**તત્સ્વયં યોગસંસિદ્ધઃ કાલેનાત્મનિ વિન્દતિ ॥**

(૪ । ૩૮)

'તે કર્મયોગી એ તત્ત્વજ્ઞાનને અવશ્યમેવ પોતાની મેળે પોતાની જાતમાં પામી લે છે.'

**યોગયુક્તો મુનિર્બ્રહ્મ નચિરેણાધિગચ્છતિ ॥** (૫ । ૬)

'મનનશીલ કર્મયોગી શીઘ્ર જ બ્રહ્મને પ્રાપ્ત થઈ જાય છે.'

---

* અહીંયા ચોથા શ્લોકના પૂર્વાર્ધનો સંબંધ પાંચમા શ્લોકના ઉત્તરાર્ધની સાથે છે અને ચોથા શ્લોકના ઉત્તરાર્ધનો સંબંધ પાંચમ શ્લોકના પૂર્વાર્ધ સાથે છે.

**યજ્ઞાયાચરતઃ કર્મ સમગ્રં પ્રવિલીયતે ॥** (૪ । ૨૩)

'કેવળ યજ્ઞને માટે કર્મ કરવાવાળા મનુષ્યના સઘળાં કર્મ વિલીન થઈ જાય છે.'

**જ્ઞાનાગ્નિદગ્ધકર્માણં તમાહુઃ પંડિત બુધાઃ ॥** (૪ । ૧૯)

'જે (કર્મયોગી મહાપુરુષ)નાં સઘળાં કર્મ જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગયાં છે, તેને જ્ઞાનીજનો પણ પંડિત (બુદ્ધિમાન) કહે છે.'

**યુક્તઃ કર્મફલં ત્યક્ત્વા શાન્તિમાન્પોતિ નૈષ્ઠિકીમ્ ।** (૫ । ૧૨)

'કર્મયોગી કર્મફળનો ત્યાગ કરીને નૈષ્ઠિક શાંતિને પ્રાપ્ત થાય છે.'

શ્રીમદ્ ભાગવતમાં પણ કર્મયોગને પરમાત્મપ્રાપ્તિનું સ્વતંત્ર સાધન બનાવવામાં આવ્યું છે

**સ્વધર્મસ્થો યજન્ યજ્ઞૈરનાશીઃકામ ઉદ્ધવ ।**
**ન યાતિ સ્વર્ગનરકૌ યદ્યન્યન્ન સમાચરેત્ ॥**
(૧૧ । ૨૦ । ૧૦)

'જે સ્વધર્મમાં સ્થિત રહીને તથા ભોગોની કામનાનો ત્યાગ કરીને પોતાનાં કર્તવ્ય-કર્મો દ્વારા ભગવાનનું પૂજન કરે છે તથા સકામભાવપૂર્વક કોઈ કર્મ નથી કરતો, તેને સ્વર્ગ યા નરકમાં નથી જવું પડતું એટલે કે તે કર્મબંધનથી મુક્ત થઈ જાય છે.'

**અસ્મિઁલ્લોકે વર્તમાનઃ સ્વધર્મસ્થોઽનઘઃ શુચિઃ ।**
**જ્ઞાનં વિશુદ્ધમાન્પોતિ મદ્ભક્તિં વા યદૃચ્છયા ॥**
(૧૧ । ૨૦ । ૧૧)

'સ્વધર્મમાં સ્થિત તે યોગી આ લોકમાં બધાં કર્તવ્યકર્મોનું આચરણ કરતો રહીને પણ પાપ-પુણ્યથી મુક્ત થઈ વિના પરિશ્રમે તત્ત્વજ્ઞાનને અથવા પરમપ્રેમ (પરાભક્તિ) ને પ્રાપ્ત કરી લે છે.'

તાત્પર્ય એ થયું કે કર્મયોગ સાધકને જ્ઞાનયોગ અથવા ભક્તિયોગનો અધિકારી પણ બનાવી દે છે અને સ્વતંત્રતાથી કલ્યાણ

પણ કરી દે છે. બીજા શબ્દોમાં, કર્મયોગથી સાધન-જ્ઞાન અથવા સાધન-ભક્તિની પ્રાપ્તિ પણ થઈ શકે છે અને સાધ્ય-જ્ઞાન (તત્ત્વજ્ઞાન) અથવા સાધ્ય-ભક્તિ (પરમપ્રેમ યા પરાભક્તિ)ની પ્રાપ્તિ પણ થઈ શકે છે.

કર્મયોગી મળેલી વસ્તુઓને પોતાની અને પોતાને માટે ન માનીને, બલકે સંસારની અને સંસારને માટે જ માનીને સંસારની જ સેવામાં જોડી દે છે. આ રીતે મળેલી વસ્તુઓ (શરીર-ઇન્દ્રિયો-મન-બુદ્ધિ-અહમ્) નો પ્રવાહ સંસારની તરફ થઈ જવાથી તેનો જડતાથી સબંધ-વિચ્છેદ થઈ જાય છે. જડતાથી સર્વથા સંબંધ-વિચ્છેદ થઈ જવાથી ચેતન-તત્ત્વ શેષ રહી જાય છે અર્થાત્ કર્મયોગી પોતપોતાથી પોત-પોતાની (ચેતન-સ્વરૂપમાં) સ્થિતિનો અનુભવ કરી લે છે :

**પ્રજહાતિ યદા કામાન્સર્વાન્પાર્થ મનોગતાન્ ।**
**આત્મન્યેવાત્મના તુષ્ટઃ સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે ॥**

(ગીતા ૨ । ૫૫)

'હે પાર્થ ! જે સમયે સાધક મનમાં રહેલી સઘળી કામનાઓનો સારી રીતે ત્યાગ કરી દે છે અને પોતે પોતાનામાં જ સંતુષ્ટ રહે છે, તે સમયે તે સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે.'

કર્મયોગથી સિદ્ધ મહાપુરુષને પોતે પોતાનામાં સ્થિતિનો અનુભવ કેવી રીતે થાય છે, એને બતાવે છે :

**યસ્ત્વાત્મરતિરેવ સ્યાદાત્મતૃપ્તશ્ચ માનવઃ ।**
**આત્મન્યેવ ચ સન્તુષ્ટસ્તસ્ય કાર્યં ન વિદ્યતે ॥**
**નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન ।**
**ન ચાસ્ય સર્વભૂતેષુ કશ્ચિદર્થવ્યપાશ્રયઃ ॥**

( ગીતા ૩ । ૧૭-૧૮)

'જે મનષ્ય પોતે પોતાનામાં જ રમણ કરવાવાળો અને પોતે-

પોતાનામાં જ તૃપ્ત તથા પોતે-પોતાનામાં જ સંતુષ્ટ છે, તેને માટે કોઈ કર્તવ્ય નથી. તે (કર્મયોગથી સિદ્ધ થયેલા) મહાપુરુષનું આ સંસારમાં ન તો કર્મ કરવાથી કોઈ પ્રયોજન રહે છે અને ન તો કર્મ ન કરવાથી પણ કોઈ પ્રયોજન રહે છે તથા સઘળાં પ્રાણીઓમાં (કોઈ પણ પ્રાણી સાથે) તેનો કિંચિતમાત્ર પણ સ્વાર્થનો સંબંધ નથી રહેતો.'

પોતે-પોતાનામાં સ્થિતિનો અનુભવ થવાથી તેનો પ્રકૃતિ (ગુણ-વિભાગ અને કર્મ-વિભાગ)થી બધી રીતે સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. જ્યાં સુધી મનુષ્ય પ્રકૃતિની સાથે પોતાનો સંબંધ (તાદાત્મ્ય) માને છે, ત્યાં સુધી તે પ્રકૃતિજન્ય ગુણોના દ્વારા કરવામાં આવતી ક્રિયાઓને પોતાના દ્વારા કરવામાં આવતી માને છે :

**પ્રકૃતેઃ ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ ।**
**અહંકારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે ॥**

(ગીતા ૩ । ૨૭)

'તમામ કર્મ બધાં પ્રકારે પ્રકૃતિના ગુણો દ્વારા કરવામાં આવે છે; પરંતુ અહંકારથી મોહિત અંતઃકરણવાળો અજ્ઞાની મનુષ્ય 'હું કર્તા છું' એવું માને છે.'

પરંતુ જે ગુણવિભાગને અને કર્મવિભાગને તત્ત્વથી જાણવાવાળો છે એટલે કે જેણે પ્રકૃતિથી સંબંધ-વિચ્છેદ કરી લીધો છે, તે કર્મયોગી મહાપુરુષ ન તો ગુણોમાં આસક્ત થાય છે અને ન તો કર્મોમાં જ આસક્ત થાય છે :

**તત્ત્વવિત્તુ મહાબાહો ગુણકર્મવિભાગયોઃ ।**
**ગુણા ગુણેષુ વર્તન્ત ઈતિ મત્વા ન સજ્જતે ॥**

(ગીતા ૩ । ૨૮)

'હે મહાબાહો ! ગુણ-વિભાગ અને કર્મવિભાગને તત્ત્વથી

જાણવાવાળો મહાપુરુષ 'સઘળા ગુણો જ ગુણોમાં વર્તી રહ્યા છે' એવું માનીને તેમનામાં આસક્ત નથી થતો.'

**યદા હિ નેન્દ્રિયાર્થેષુ ન કર્મસ્વનુષજ્જતે ।**
**સર્વસંકલ્પસંન્યાસી યોગારુઢસ્તદોચ્યતે ॥**

(ગીતા ૬ । ૪)

'જે સમયે ન તો ઇન્દ્રિયોના ભોગોમાં તથા ન તો કર્મોમાં પણ આસક્ત થાય છે, તે સમયે તે સઘળા સંકલ્પોનો ત્યાગી મનુષ્ય યોગારૂઢ કહેવામાં આવે છે.'



જ્ઞાન કોઈ આભ્યાસથી ઉત્પન્ન થતું નથી, બલકે જે પ્રત્યક્ષ છે, તેને જ યોગ્ય રીતે સમજવાનું નામ 'જ્ઞાન' છે. **'વાસુદેવઃ સર્વમ્'** (બધું પરમાત્મા જ છે)—આ જ્ઞાન વાસ્તવમાં છે જ એવું. આ કોઈ નવું બનાવેલું જ્ઞાન નથી. પ્રત્યક્ષ પોતાનાથી જ સિદ્ધ છે. એટલે કે ભગવાનની વાણીથી આપણને આ વાતની ખબર પડી કે સર્વ કાંઈ પરમાત્મા જ છે એ કેટલા આનંદની વાત છે ! આ ઊંચામાં ઊંચું જ્ઞાન છે. એનાથી મોટું જ્ઞાન કોઈ છે જ નહીં. કોઈ ભલે બધાં જ શાસ્ત્રો ભણી લે, વેદ પણ ભણી લે, પુરાણ પણ ભણી લે, પણ આખરે એ જ વાત રહેશે કે સર્વ કાંઈ પરમાત્મા જ છે, કારણ કે વાસ્તવમાં આ જ વાત છે !

દુનિયામાં ઘણું કરીને કોઈ પણ માણસ એવું નથી જણાવતો કે મારી પાસે ધન છે, આટલી સંપત્તિ છે, આટલી વિદ્યા છે, આટલું કળા-કૌશલ્ય છે. પરંતુ ભગવાને મોટામાં મોટા મહાત્માઓનાં હૃદયની ખાનગી વાત આપણને સીધા શબ્દોમાં બતાવી દીધી છે કે સર્વસ્વ પરમાત્મા જ છે. આથી વધારે એમની શી કૃપા સર્વ કાંઈ હશે !

**—'વાસુદેવઃ સર્વમ્' નામના પુસ્તકમાંથી**

---

સાધકને જોઈએ કે તે એકાંતમાં બેસી શુદ્ધ મનથી **'સહજ સાધના'** નામના પુસ્તકમાં આવેલ **'વર્ણનાતીતકા વર્ણન'** નામના લેખને વાંચે. ફક્ત શબ્દ ઉપર દૃષ્ટિ ન રાખી અર્થ અને તત્ત્વ તરફ નજર રાખી વાંચે, વાંચી વિચાર કરે અને વિચાર કરીને બહાર અને અંદરથી શાંત થઈ જાય, તો તત્ત્વમાં સ્વયંસિદ્ધ સ્થિરતા જાગૃત થઈ જશે એટલે કે સહજાવસ્થાનો અનુભવ થઈ જશે અને મનુષ્યજીવન સફળ થઈ જશે.

**—'સહજ સાધના' નામના પુસ્તકમાંથી**